નરસિંહમહેતા કૃત

# ગોવિન્દ ગમન






શા. વિ. પાઠક.
ન. દ્વા. પરીખ.

ગૂજરાત વિદ્યાપીઠ પાઠ્ય-પુસ્તક ૧૯ મું.

નરસિંહમહેતા કૃત

# ગોવિન્દ ગમન

સંપાદક

રામનારાયણ વિશ્વનાથ પાઠક

તથા

નરહરિ દ્વારકાદાસ પરીખ

ગૂજરાતીના અધ્યાપકો, ગૂજરાત મહાવિદ્યાલય, અમદાવાદ.

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

મૂલ્ય રૂ. ૦-૫-૬



મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય—અમદાવાદ.

મુદ્રકઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.



આવૃત્તિ ૧ લી          પ્રત ૫૫૦

પ્રકાશક

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

# બે બોલ



ગૂજરાત વિદ્યાપીઠની સ્નાતક પરીક્ષા માટે 'ગોવિન્દ ગમન' અભ્યાસ ક્રમમાં મૂકાયું પણ તે છૂટું નહિ મળતું હોવાથી અહીં વિદ્યાપીઠની પુસ્તક–સમિતિના બીજા પરિપત્ર (મિતિ પ્ર. જ્યેષ્ઠ સુદ ૨ સં. ૧૯૯૯) ની રૂઇએ પુસ્તક રૂપે પ્રકટ કર્યું છે.

આ કાવ્ય 'સુરત સંગ્રામ' અને 'સહસ્ત્રપદી રાસ' પછી રચાયું છે એવા તેમાં ઇસારા છે. (જુઓ પદ ૧૧ પંક્તિ ૧૨ તથા પદ ૨૮ પંક્તિ ૯). કવિની ઉત્તરવયની આ કૃતિ છે. કવિ પોતે કહે છે કે "વળિયાં પળિયાં પડિયાં અંગે ત્યારે તો મિ લખિયું રે" અને

આજ કાલ કરતાં જરા આવી (તોય) નથી મૂકાતી માયા રે.
મરૂં ત્યારે માયા મૂકાએ, બળતે બૂકાય તે બૂકું રે;
અવસર ગયો ફરી નહિ આવે, માટે સમય નહિ ચૂકું રે.

(પદ ૩૩)

એ પંક્તિઓ જોતાં કદાચ આ તેમનું અંતિમ કાવ્ય પણ હોય. ૨૬ મા પદના "નરસંઇનો સ્વામીનો હસ્તી" એ શબ્દો હસ્તીની કલ્પનાની અપૂર્ણતા પણ પ્રગટ કરે છે. એટલે એ ભક્ત કવિનાં બીજાં સર્વ કાવ્યોમાં આ કાવ્ય વિશિષ્ટ અગત્યતા ધરાવે છે.

પાઠ નક્કી કરવામાં, પ્રાચીન કાવ્ય ત્રિમાસિકના ત્રીજા અંકમાં પ્રસિદ્ધ થએલ 'ગોવિન્દ ગમન' ઉપર મુખ્ય આધાર રાખ્યો છે, અને ગુજરાતી પ્રેસ તરફથી પ્રસિદ્ધ થએલ નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ-માંનું 'ગોવિન્દ ગમન' સરખામણી માટે સાથે રાખ્યું છે. બને ત્યાં

સુધી પ્રાચીન કાવ્ય (પ્રા. કા.) ના પાઠને જ વળગી રહ્યા છીએ. ગુજરાતી પ્રેસની આવૃત્તિ (ગુ. પ્રે.) નાં અગત્યનાં પાઠાન્તરો નીચે ટીપમાં આપ્યાં છે અને એકએક જગાએ કલ્પિત પાઠ મૂક્યો છે.

વિદ્યાર્થીને સુગમ પડે માટે ટૂંકી સૂચક ટીકા પછવાડે આપી છે. આશા છે કે સામાન્ય વાચક વર્ગને પણ તે ઉપયોગી થશે.

દ્વિતીય જ્યેષ્ઠ શુદ ૧.
સં. ૧૯૭૯.
ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.



રામનારાયણ વિ. પાઠક
નરહરિ દ્વા. પરીખ
સંપાદકો

# ગોવિંદ ગમન.



**રાગ સામેરી**

અવર્ણિય છો અવિનાશ, કૃષ્ણ કૃપાળ દયાળ રે;
તોય દાસાનુદાસ ગુણ ગાય, હોઇએ વર્ણિય વિશ્વપાળ રે. ટેક.
ઋષિપત્ની ઋષિ વચન પાળવા, મધુપુરમાં અવતરિયા રે;
મેહિની મારણ મામા ભયથી, ગોકુળમાં જઇ ઠરિયા રે, કૃષ્ણ. ૪
બક બકી ત્રણાવત કાલિ મર્દન, (જેણે) અગાસુર કેશી માર્યા રે;
પુરંદર પરમેષ્ટિ ગર્વ ટાળિયો, જદુરાયે સંકટ નિવાર્યા રે. કૃષ્ણ.
બાળલીલા દાણલીલા લાલે, રાસલીલા જળલીલા કીધી રે;
ગોકુળ કાર્જ પૂરૂં થયેથી, મામાને અવળી મત દીધી રે. કૃષ્ણ. ૮
જગ્ન મખાંતર મામાએ કાઢી, અક્રૂર ગોકુળ મેલ્યા[1] રે;
નિશાએ નંદ ઘરેં રથ છોડી, કૃષ્ણને મળિયા વે'લા રે. કૃષ્ણ:
તિણે કૃષ્ણનું ગમન ઠરાવ્યું[2], તે (તો) પ્રાકૃત માંય કરિયે રે;
ભક્ત કવિ રખેં એક જાણો, (તોય) જિમ તિમ નરસંઈ તરિયેરે:કૃષ્ણ.૧૨

**પદ ૧ લું. રાગ મારૂ.**

જવ અક્રૂર આવ્યા વ્રજમાં, જુએ ગોપ ગોપીનાં ઘે'લાં;[3]
કૃષ્ણ મુખ નિરખ્યા કરે, જેનાં મન નથી મેલાં. ટેક.
સૂતાં બેસતાં ઊઠતાં, રમતાં જમતાં કે'[4] કૃષ્ણ;
બાળ રૂએ કૃષ્ણ કૃષ્ણ કહી, ન મટે કોની તૃષ્ણ! જુએ. ૪
નંદ જશોદા નંદન વિના, નવ લે અન્યનું નામ;
ઠામ કામ ધામ કૃષ્ણજી, અવશેષે નામ રામ. જુએ.

---

૧. મોકલ્યા. ગુ. પ્રે. ૨. કરાવ્યું. ગુ. પ્રે. ૩. થેલાં. ગુ. પ્રે.
૪. કરે. ગુ. પ્રે.

એ વિધ વાટે નિરખતાં, અક્રૂર ભવને રે આવ્યા;
રથે રેવંત રૂડા જોડિયા, અક્રૂર ક્રૂર સંદેશો લાવ્યા! જુઓ. ૮
ગોપિયું એ જઇ નંદને કહ્યું, મહારાજ કો રાજ પધાર્યા.
અક્રૂરને નંદે ઓળખ્યા, સામા લેવા સધાર્યા. જુઓ.
માન પાન સનમાન શું, અર્ઘ્ય પાદ્યે રે પૂજ્યા:
નરસંઇયાના નાથે નિરખિયા, નિશ્ચે કાકા નહિં દૂજા. જુઓ. ૧૨

પદ ૨ જું. રાગ સિંધુડો.

અક્રૂર જે આવિયા નંદને ભાવિયા, હરિ ભક્ત આવિયા (કહી) હાથ જોડયા;
કામ મુજ રંક શું કોંઇ નિશંક શું, પ્રભુ પધારી મુજ પાપ છોડયાં. ટેક.

કૃષ્ણને સાન કરી (કે) પાગ લાગો હરિ, (આપણ) કિંકર એમના કૃષ્ણ ભાયા;
લહીં ભક્ત જદુરાઇ તિણે સમે ત્યાં જઇ, મા બાપુંના દેખતાં ચરણ સાં'યા. અક્રૂર. ૪

તેજ ઝળહળ થઇ અક્રરની શુદ્ધ ગઇ, જિમ નિમ મનવશ કરી આશીશ દીધી;
ક્ષેમ કુશળ પૂછિયુ સારૂં સુણી રૂચિયું, પછે પોતાનણી (ત્યાં) વાત કીધી. અક્રૂર.
(રાયે) જગ્ન આરંભિયો માટે હૂં આવિયો. (દહીં) દૂધ લઇ કૃષ્ણને[૫] ત્યાંય ચાલો;
નરસંઇના નાથ જે લેજો તમે સાથ તે, (વળી) કાલને કાલ નંદરાય હાલો. અક્રૂર. ૮

૫ દહીં દૂધ કૃષ્ણ લઇ ત્યાંય ચાલો. ગુ. પ્રે.

### પદ ૩ જું રાગ ધનાશ્રી.

કૃષ્ણ જવાનું સાંભળ્યું ગોપિયુંએ જ્યારે જી;
વાઘ દેખી અજા જેવી, નિમ થઈ સ્ત્રિયું ત્યારે જી. ટેક
કોના સસરા સ્વાગી પિતા ભ્રાતા હુતા જી;
માટે "ગળે ઝલાઈ" ગઇ ત્યાંથી સૌકો દયિના[૫] જી. કૃષ્ણ. ૬
વળી ત્યાં ગોપ સખાએ સુણ્યું ગમન જી;
તિણે તો અક્રર મારવાનું કીધું મન જી. કૃષ્ણ.
ચેત્યા ચતુર્ભુજ ગોપ ચિત્ત જેહ જી;
પુર પડો વજડાવી કહ્યું કે'ણ નેહ જી. કૃષ્ણ. ૮
ઇમ કરતાં કરતાં થઇ મધરાત્યું જી;
અક્રૂર જોઇ દંગ થાય નેહ નાતું જી. કૃષ્ણ.
નેહાને વેળાવી વિઠ્ઠલ આવ્યા જીઃ
નરસંહના સ્વામીને માથે પૂદાવ્યા જી. કૃષ્ણ. ૧૨

### પદ ૪ થું રાગ કાનડો.

ગોપુંન શાંતિ થઈ પણ, ગોપિયું મન દુઃખ ધરે;
ચપળ ચપળા મધુપુરની, વશ વિઠ્ઠલને તો કરે. ટેક
લાજ મુરજાદા મૂકીએ પણ, હરિ ન જાવા દીજિયે;
એમ રંગ તરંગ કરે ઘણા, રમાનાથ વિણ કિમ્ રીઝિયે. ગોપિયુ. ૪
જુવતિયુંને વાતું કરતાં, મધરાત્યું વીતીં છે;
સાસુ નણદી ગાળ ભણુની, વહુવારૂ કેરી શું રીતીં છે? ગોપિયું.
જીવ વોણાં ખેળિયાં તે, ખીજી ખીજી ઘરેં લગ્ન ગઇ:
રાહી[૬] રાધા ચંદ્રભાગા, ત્યાંની ત્યાં બેશી રહી. ગોપિયુ. ૮
ઘરેં ગઇ ગોપિયું સવેં, (પણ) નિદ્રા કો કરતી નથી;
સ્વામી મારે આંખડલીં કા'ઢે, (પણ) ડરાવી ડરતી નથી. ગોપિયું.

---

૫–ક. દહિતા. પ્રા. કા. ગુ. પ્રે. ૬ રાઇ ગુ. પ્રે.

કોઈ બીકથી કોઇ લાજથી, ઘડીઁ એક એતો સૂઇ રહી;
સ્વામી નરસંઇનો વસ્યો મનમાં, ચટપટી ચિત્ત[૭] નવ ગઇ! ગોપયું. ૧૨

### પદ ૫ મું રાગ આશાવરી.

મા બાપ ભરતાને ભૂલવવા, સ્વલ્પ સૂઇ રહી બાલી રે,
વલુણાં ખીચવા ફરી શ્યામા, રાત્યું મધ[૮] જવ કાગી રે. ટેક
કોઇ એક દિવસનું વલુવે, તિને સાસુ વઢવા ધાતી રે:
કો બગબગે વાસીદુ કરવું, (તે) મધરાતે કરવા જાતી રે. સ્વલ્પ. ૬
કોઇ વા'ણું વાયે ગાઇયું દોવી, (તે) રાત્યુંમાં જઈ દોતી રે:
તિમાં વચ્છ સાટે ગાઇયું છોડી, કૃષ્ણ વિરહે રોતી રે: સ્વલ્પ.
કો સેલો[૯] સ્વ પાગ બાંધી, નિજ કુચને દોતી રે!!
કો ભાજન અવળાં મૂકીં, સેડ સામું નવ જોતી રે! સ્વલ્પ. ૮
કો "વાસીદામાં મુશળું" લઇ, જઇ[૧૦] બાહેર નાખેરે;
મારો મારો અક્રરને બાઇ, ક્રૂરપણું જે દાખે રે! સ્વલ્પ.
(કો) કૃષ્ણ કૃષ્ણ ઇમ કે'તી ફરે, તિમિર સોપાને પડતીરે;
કો પ્રભાત ગાયે મધરાતે, ગમે તિમ[૧૧] બડબડતી રે. સ્વલ્પ. ૧૨
આણી વિગતે પ્રભાત ગાતી, સુણીએ[૧૨] સહુ શ્રોતારે:
સ્વામી નરસંઈ પ્રેમ નિરખે, ટગટગ ટશે જોતા રે. સ્વલ્પ.

### પદ ૬ ઠું રાગ પ્રભાત.

વલુણાં વલુવતી હરણિયું નિરખતિ, પદ્મની આપ પ્રભાત ગાતી;
(આ) રાત્યું પડી માસની (કે) શકે ખટ માસની, કેમે કરીંશે નથી[૧૩] રાત જાતી? ટેક ૪

---

૭ ચિત્તનિ. ગુ. પ્રે.
૮ મધરાત્રિ. ગુ. પ્રે.
૯ સેલે. ગુ. પ્રે.
૧૦ જઇને. ગુ. પ્રે.
૧૧ તેજ. ગુ. પ્રે.
૧૨ તે સુણીએ. ગુ. પ્રે.
૧૩ કે મે કરી નથી. ગુ. પ્રે.

રાત્રિને કા'ઢવા પ્રભાતને ભાળવા, કૃષ્ણ ચરિત્ર સહુ ગાય બાળી;
કપટી જે કા'નડો (પય) પાતાં[૧૪] પ્રાણજ હર્યો, શકટાસુર ત્રાડિયો પાદવાળી. વલુણાં.

( જવ ) આપણે પકડતી ત્યાંથી એ નાસતો, વળી કૂપ ત્રંડ[૧૫]ધાગ્યું મર્મ ભાખે:
વાછરૂ ચારતાં વચ્છાસુર મારિયો, જિને નિગમ કિંચિત્ કહી ન દાખે. વલુણાં. ૮

કાલિ મર્દન કરી આપણાં વસ્ત્ર હરીઁ, કદમ ઉપર એહ ચઢી[૧૬] બેઠો:
બ્રહ્માનો ગર્વ ભગવાને[૧૭] મનથી હર્યો, આંજણિયા (જેવા) વૃક્ષથી નવ નેઠો. વલુણાં.

ગુણ ગણુ એહના કુણ કહે (ધરી) દેહના, નિગમ જેવા નેતિ નેતિ બોલે:
નરસંઇ (યા) ના સ્વામી (ને) નિરખતાં[૧૮] દુઃખ વામિયે, એહ ગુણ ઓપમા એહ તોલે. વલુણાં. ૧૨

### પદ ૭ મું રાગ પ્રભાત.

( ચંદ્રભાગા કહે ) સુણુ સાહેલડી થઇ સહુ ઘે'લડી, કો તણો બોધ મનમાં ન લાગ્યો:
પુત્ર પતિ પરહરી ( એક ) ધરી હૃદયે હરિ, કાત્યાયની પાસથી એજ માગ્યો. સુણુ.[૧૮ક]

કૃષ્ણ જ્યાં જાય ત્યાં મિષ કંઇ કા'ઢીને, ગોતવાને સહુ જઇએ ગોરી:
(એમ) પૂછે ફરિયે બઈ આબરૂ સર્વ ગઇ, (વળી) શાસ્ત્ર પરાં કરી કરિયે ચોરી! સુણુ. ૪

---

૧૪ ધાવતાં. ગુ. પ્રે. ૧૫ ત્રટે. ગુ. પ્રે.
૧૬ ચઢીય. ગુ. પ્રે. ૧૭ મહાવાનો મદ. ગુ. પ્રે.
૧૮ નિરખિ. ગુ. પ્રે. ૧૮ક. ઉપરનો પાઠ ગુ. પ્રે. નો છે. પ્રા. કા. માં ચંદ્ર૦ એવો ટેકનો પાઠ લખ્યો છે.

એક દેહ એહનાં નિરખિયે નેહથી, ધારી (એ) ગુડ શર્કરા પિયુષ ભારી,
(ઇમ) વશ કરી ગોપિયું સર્વને એ વિધે: જેણે શૈંતકાર દશદિશ ધારી: સુણ.
(જેમ) ગારૂડી વશ કરે ગરૂડના ભક્ષને, મૃગ સુણી ગાન (વળી) તિમ ગોપી હુઇ;
(એક) કૃષ્ણજી કૃષ્ણજી વદનથી ભાખિયે, (વળી) વાસના ગોપીની અન્ય મુઇ. સુણ. ૮
ડર નહિ કંસનો તિમ મા બાપનો, નિંદ્ય અતિ થઈ પતિને ન ગણિયે;
આપણ જિમ થઇ વ્રજ (સ્ત્રી) સહુ તિમ થઇ, કો' પછે કો તણો વાંક ભણિયે. સુણ.
તરૂણ છોકરડાં શ્વરડેરાં વશ કર્યાં, જડ ચૈતન્ય વળી દેહ ધારી:
નરસંઇયો ચિત્ત ધરે શી વલે તો થશે, સલિલ વિણ સૂકશે વેલ પ્યારી. સુણ. ૧૨

### પદ ૯ મું રાગ પ્રભાત.

(રાધા કહે) (સુણિયે) સાહેલિયો માહરી (ગદ) વાત કરૂં જાહરી, તે તમે સહુ મનમાંય ધરજો:
નંદ નંદન (એકદિ) આવિયા[૧૯] મુને ઘણું ભાવિયા[૨૦], (મેં) વચનથી બાંધી કહ્યું મુને વરજો. ટેક.
વચન (મુને) આપી ગયા[૨૧] (તેતો) વિસરી કંઇક રહ્યા[૨૨], મેં પણ ચિન્હથી ચોર પકડયા[૨૩];
વિવિધ પેર પૂછિયું પણ એ છટકે ઝટ, (સખી) મેં પણ આ વિધે ખૂબ ઝકડયા[૨૪]! સાહેલિયો.[૨૫] ૪

૧૯ આવિયો. ગુ. પ્રે. ૨૦ ભાવિયો. ગુ. પ્રે. ૨૧ ગયો. ગુ પ્રે.
૨૨ રહ્યો. ૨૩ પકડ્યો. ગુ. પ્રે. ૨૪ ઝકડયો. ગુ. પ્રે.
૨૫ રાધા. પ્રા. કા. ઉપરનો પાઠ ગુ. પ્રે. નો છે.

(મેં કહ્યું) વદને કાજળ કર્યું હાર વિશુહાર (જ) જશું. (ગાલે) તાંબૂલ લાગિયાં કંથ મારા!
આંખે ઉજાગરા (મોડો) અંગ આળસ ભર્યાં, તો કહે ગયો જ્યાં હુતાજ વારા! સાહેલિયો.
એ શબ્દ સુણી મન માંહી ધૂણી ધણી, એ સાથ બોલ્યાના નીમ લીધા[26]:
માંડમાંડ (મેં) પ્રમકર્યું (તે) પ્રણે નક્કી થયું, (પછે) મુને મનાવાતણા (પ્રણે) ફંદ કીધા. સાહેલિયો. ૮

આવ[27] ભાવ કટાક્ષ મુરલી ઘણી વાઇ વળીં, સખાની સાથ મુને કે'ણ કા'વ્યાં:
મે કંઇ નવ થયું (મન) ગમતું મન વશ કર્યું, (એ) ફંદીના ફંદ બાઇ કંઇ ન ફાવ્યા. સાહેલિયો.

એક દિ (અમો) નીસર્યા [મહીનાં] માટ માથે ધર્યાં, (એ) દાવ જોઇ પ્રણે કુંજે રોક્યાં:
(અમો) કુંજ ગલી માંહીં સંતાઇ સહુ સુંદરી[28], જે થકી પ્રણે નવ અવલોકયાં. સાહેલિયો. ૧૨

(હું) રહીં સંતાઇ જહીં કેતકી કેવડો તહીં. (મહી) એકલો આવિયો છાનો માનો:
પોકાર પૂઠે રહી કરિયો આણી વિધે, મેં (પણ) નહીં ઓળખ્યો એજ કા'નો. સાહેલિયો.

(કે') કેવડા પર કાલિ જશો સર્પ એ (સર્પ), અલિ વળી[29] સર્પ [સર્પ] ઇમ શબ્દ સુણિયો:
અંગ ધ્રુજી ગયું કેશ વિખરાઇ ગયા, શરીર સારે પરસ્વેદ વળિયો! સાહેલિયો. ૧૬

---

૨૬ લીધાં ગુ. પ્રે.

૨૭ હાવ ગુ. પ્રે.

૨૮ સંતાઇ હુંસ ભરી સુંદરી ગુ. પ્રે.

૨૯ અલિ ગુ. પ્રે.

( બાઇ ) નાસતાં નાસતાં હું પડું આખડું, ત્રાસ પામી ઘણું મન માંહી;
સહાયને[૩૦] વિસરી હે કૃષ્ણ! કૃષ્ણ! ( હું તો ) ઉચ્ચરી, (કે) ગોપીનો નાથ મેં નિરખ્યો ત્યાંહી. સાહેલિયો.
વા'લો દડબડ દોડિયો મુજને આલિંગિયો, (વળી) "ડર નહિ ડર નહિ" એમ ભાખ્યું;
નરસંઇના નાથનું કપટ ફળી ગઇ, તોય બાઇ હેત એનું એજ રાખ્યું. સાહેલિયો. ૨૦

**પદ ૯ મું રાગ રામગ્રી.**

આ વિધે કૃષ્ણ ચરિત્રનાં, ગાય (રે) મધરાતે પ્રભાત;
વિરહે કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચરતી, જુએ વા'ણ વાયાની વાટ ટેક.
જોકો સામાન્ય સ્ત્રિયું ગાય તો, મધરાતે ( રે ) પ્રભાત;
ત્રાસનાં માર્યાં ઉડે પંખીડાં, ( પછે ) રાધા સ્વરની શી વાત! આ. ૪
વૃંદાવનનાં વિહંગમ વિલાસિયાં, નિત રૂડાં સુણતાં ચરિત્ર;
તે શબ્દ સુણી કિમ્ શાંત રે', થયેલાં(રે)અંગ સર્વ પવિત્ર! આ.
પંખી માત્ર નહિ પણ પશુ જાગિયાં, સુણીં સ્વામિનીં(મુખ)વાણ;
ત્યાં સ્થિર જમુના લાગી ડોલવા, સ્વર થિયો જળચરને જાણ. આ. ૮
સ્વર સુણિયો સૂરજ દેવતા. પાળા (રે) ધાયા કરવા પ્રકાશ!
સ્વર સુણિરે કમળ ખીલિયાં, ઉપન્યો (રે) પોયણીને ત્રાસ. આ.
ઘુવડ રે ઘભરાઇ નાશિયા; નાઠો (રે) નાથ પ્રથમ ખાનાર!
ચામાચિડિયાં ચીબડી (રે) નાશી ગઇ, પંખિયે મુક્યા ગરૂ જવા બાર. આ. ૧૨
શિયાળુંએ શબ્દ છોડિયા, મીંદડાએ મૂકી શીકાર;
સૂર્ય વિણ સિંહ નાશી ગયા, ગયાં (રે) વાઘ વરૂ તેણી વાર. આ.

૩૦ વડાઇને ગુ. પ્રે.

માંકડ ચાંચડ રે ભૂખ્યા રહ્યા, મૂકિયો મચ્છરે (રે) સોર;
આ વિરહી પ્રાણી (રે) જાગ્યાં ઉઠયાં, ન જાગ્યા જાણી નંદ કિશોર.
આ. ૧૬

હરિ જગાડવા આવી ગોપિયું, પૂછ્યો રાધાને (રે) સમાચાર:
બાઇ તુજને હરિ મળ્યા હશે, તારા (રે) પ્યારા નંદ કુમાર! આ.

રાધા કે' હું પણ બાઇ તમ જશી, નજર નથીં દીઠા નંદલાલ;
સળી નીશે હવે તે ઉતારિયાં. નરસંઇ (યા) ના સ્વામીએ વા'લ.
આ. ૨૦

## પદ ૧૦મું. રાગ ગોડી.

પ્રભાત જાણી પંખીડાં રે ઉઠયાં, કાકા કરે ત્યાં કાકા રે:
પપૈયા તો પિયુ પિયુ ઝંખે, ઘુડા કૌ કૌ કરે વડ શાખા રે. ટેક.
મોર ટૌકાર કળા કરે સુંદર, આંસુ વહે હેલ વીણે રે;
પલાશ પર રૂડા પોપટ બોલે, કોયલડી ટકે સ્વર ઝીણે રે. પ્રભાત. ૪
ચક ચક કરતી ચકલિયું (રે) આવે જાણે વિયોગ તો ભાગે રે:
ખુશ ખુશ ખુશ ખીશકોલી કે'છે, (પણ) રાધાને રૂડું ન લાગે રે! પ્રભાત.
વાછરૂ ભાં ભાં શબ્દજ ભણતાં, ગાઇયું બાંબાં શબ્દ બોલે રે;
શીતળ મંદ પવન સુવાસિત. વામા વસ્ત્ર ઉડાડીને ડોલે. રે!! પ્રભાત.
તે ટાણે તો જાગિયા અક્રૂર, જાણે ભઇ ગયો ભોર રે;
નરસંઇયાના સ્વામી વિણ ન જાણે. કે છે ગોપિયુંનો સોર રે. પ્રભાત.

## પદ ૧૧ મું રાગ ગોડી ચાલ હુંચી[૩૧]

અક્રૂર ચિંતા કરતા જાગ્યા રે. હરિ દર્શને તાપ તો ભાગ્યા રે:
સોર બકોર અતિ સુણિયોરે, જાણે વેદ પાઠની લાગી ધુનિયોરે.
નક્કી પ્રાતઃકર્મ તો ચૂકું રે, કિમ્ આળસ જતું નથી મૂક્યુંરે;
સોર બકોર તો રૂડો થાય રે, (પણ) કેમ અજવાળું ન જણાયરે. ૪

૩૧ રાગ ગોડી ગુ. પ્રે.

એમ વિચારી ઉઠી ફાંફાં મારે રે, ઝીણો શબ્દ સુણ્યો તેવારે રે;
હે કૃષ્ણ! કૃષ્ણ! તમે ઉઠો રે, અમો અબળા પર કાં રૂઠો રે.
એમ વારા ફરતી ભણતી રે, સાસુ સસરાની લજ્જાયે ગણતીરે[૩૨];
વળી એમ[૩૩] કે'કે કૃષ્ણ જો આવે રે, તો આપણાં ધાર્યાં ફાવે રે. ૮
એમ વિચારી દ્વારમાં જોતી રે, વળી તઈડ જોઈ સંશય ખોતી રે;
ભીંતે જાગી ન, માટે મરો મોતી રે, તઇડું મોટી નહીં, કહી રોતી રે!
એવે અક્રૂરજી તો આવ્યા[૩૪]રે, પડ્યા પડ્યા ગોપીને ભાવ્યારે;
આવી દ્વાર ધકેલ્યું (ત્યાં) અક્રૂરરે, નરસંઇ સખિયે જાણ્યો સુરત શૂર રે! ૧૨

### પદ ૧૨ મું. રાગ દેશાખ.

અક્રૂરે દ્વાર ઉઘાડિયું રે, (કે) સ્ત્રિયુંએ જાણ્યા સુંદરશ્યામ;
બાર દ્વાર રોકી વલી રે, રખે સંતાયે ઘનશ્યામ! ટેક.
અક્રૂર આંખિયું ચોળતારે, નીકળિયા દ્વારની બા'ર;
"અંધારાની આંધી એ" ભણી રે, મહિયારીએ જાણ્યા (રે) મોરાર!
અ. ૪
અસંખ્ય વૃંદ ગોપી તણાં રે, તિણે ધરિયા શૂર અક્રૂર;
ગોપી કે' હરિ આવ્યા દાવે રે, લીજીએ રસ હવે ભરપૂર! અ.
એમ બોલી મનમાં ડોલી રે, અક્રૂર પકડિયા તિણિ વાર,
સ્પર્શ સુખ માટે ઝાલ્યા રે, હાથ પગ શીર કેશ અપાર! અ. ૮
જીમ કીડિયું કીટને પકડે રે, તિમ અક્રૂર વીંટી લીધા;
કુંજમાં લઈ જઈએ ચાલો રે, હવે મનોરથ સિંધ્યા! અ.
અક્રૂર કે' નોય નોય કૃષ્ણરે, અઅક્રૂરરરર રે બોલાય!!
રખે હશે સર્વે પિશાચણી રે, (નહિ નહિ) એથી ભક્તને દુઃખ ન
થાય! અ. ૧૨

---

૩૨. સાસુ સસરાની લજ્જા ન ગણતીરે. ગુ. પ્રે.

૩૩. એક ગુ. પ્રે. ૩૪. તો બાર આવ્યારે. ગુ. પ્રે.

શું હશે સ્ત્રિયુંનાં વૃંદ આ રે, (વળી) મહીં કૃષ્ણ કૃષ્ણ સંભળાય:
મથુરાં માંહે મેં સુણિયું રે, (કે) કૃષ્ણની સખી ગોપિકા થાય. અ.
અરે જો કદી એમ હશે રે, તો નીશે તજીશ હું પ્રાણ:
ભગવાન ભોગ જે ગોપી રે, તિને કિમ્ પરસે પાપી પાણ! અ. ૧૯
એમ ગડભાંગ્ય[૩૫] તો કરતા રે, (વળી) દીનપણે મૂકો મૂકો ભાખે:
કિંકરનો કિંકર હું કૃષ્ણનો રે, "થઇ મૂકી વળગો કાં શાખે!" અ.
ગોપી કહે છળ [૩૬]છબીલા જાણું રે, પછે હમિ કિમ્ ચૂકું।
નરસૈંયાના સ્વામી તમને રે, જાવા મરતા લગ નહિ મૂકું! અ. ૨૦

### પદ ૧૩ મું. રાગ સિંધુડો.

(હે) બાઇ! હું હરિ નથી કહું છું તમને કથી, મથીં મરો શીદ
તમે તોય મંથી:
મૂકો (રે) મૂકો મુને પીયુષ નહિ ગરલ છું, ઇચ્છો હરિને પણ હું છું
પંથી! ટેક.
ગોપિયું કહે મુખે ગરલ છો—રહ્યું સુખ, દુઃખે પી રીઝિયે (જીમ) શિવ રીઝયા!
પ્રભુનું કામ નહિ પંથ પંથીં દેખાડશે,[૩૭] વારીં મથિયે તિમાં શીદ
ખીઝયા. હે. ૪
અક્રૂર બોલે ઘણું નવ કો સુણે તે તણું, બણ્યું દીન રૂપ હરિભક્ત કેરૂં;
(હે હરજી!) સાંય મારી કરો નહિતો નીશે મરૂં, હૂંને ઉગારો તમિ
થઇને હેરૂં. હે૦
અરકેલું બંસીધરે સુણિયું રાધાવરે, કરે રખે દેહ મુજ ભક્ત તાજ;
નિદ્રાને પરહરી જાવું (ઝટ) મારે તહીં, (જઇ) બાંધીં આવું પાણી
પે'લી પાજ. હે. ૮
ભક્ત દુઃખ મન(માં) ધરી સંકટ કાપ્યું હરિ, કરી કૃષ્ણની દેહ
અક્રૂર બદલી!

---

૩૫ ગડભાંજ. ગુ. પ્રે. ૩૬ ગોપી કહે છેલછબીલા જાણુંરે: ગુ. પ્રે.
૩૭ પંથ દેખાડશે. ગુ. પ્રે.

અક્રૂર જઇ મૂકિયા ભવન નંદજ તણે, (પછે) કુંવર રૂપ થઇ મરદી કદલી ! હે.
હરખી તવ ગોપિયું હરિ અંક લઇ ઓપિયું' રોપિયું બીજ પછે પ્રેમ કેરૂં !
નરસંઇનો નાથ કે' વે'લા વે'લા આવશું, વચન દીધેલું અમિ નહિંજ ફેરૂં. હે. ૧૨

પદ ૧૪ રાગ સારંગ.

ગોપિયું કહે ઓળખીએ ભગવાન, ન કો ભાગ સાચો અ.પે વાન;
મૂળે જીભ ચર્મની(તિમાં) તમારી, (કો') હરિનીશે કિમ થાય અમારી.
તમારે હાસ હમારે હરિ ત્રાસ, (ભલે) જાઓ મારી કરો[38]ત્યાં વાસ !
જો કથન નહિ માનો કમળા કંથ, તો સંયમનીનો ઉઘાડો (છે) પંથ. ૪
મૂકો મધુપુર માધવ જાવું, તમિ અહિં બેસો અમિ કંઇ કા'વું;
( સ્વામી ) મમ[39]મૂર્ખની ચાતુરી નરખો, એવું કા'વું જે હરિ હૈડે હરખો.
ન લાગે નંદને કંઇ ખોટું, (વળી) ક્રૂર માને મારૂં વચ મોટું;[40]
(સ્વામી) જાવું એવો હોઇ દહાવ, (તો) કરીએ જમપુરીમાં પડાવ ૮
કૃષ્ણ કે' એક દિમાં અમિ આવું, અશુભ માં બોલશો બાઈ આવું[41];
જવ મરજી નહીં (તવ) નહિ જઇયે, એક દિ જવા દ્યો (તો) કરગરી કહિયે.
(પ્યારી) મિ મધુપુર નથી નિરખિયું, માયિક વચ[42] સુણીને મન ફરિયું:
(જાવ) જાવ જીવણ વે'લા આવજો, (આણી) આણી વિધે ત્યાંથી લાવજો. ૧૨

---

૩૮ જાઓ અમ મારી ગુ. પ્રે. ૩૯ અમ. ગુ. પ્રે.
૪૦ અક્રૂર માને તમારૂં વચન મોટું. ગુ. પ્રે.
૪૧ અશુભમાં બોલશો બાઇ આવું. પ્રા. કા. અશુભમાં બોલશો તમે આવું. ગુ. પ્રે.
૪૨ વચન. ગુ. પ્રે.

સાડિયું કટોરિયું મોળિયું મંગાવે, કસું કાંસકિયું કુમકુમ જીને ભાવે;[૪૩]
લાવજો કાજલ રૂપે કરના કાળું, અમિ ગોરસ મિષે આવીં (તહી) ભાળું!
કૃષ્ણ કે' સર્વ લઈ અમિ આવું, હવે જાવાહો થયું અજવાળું:
ગોપી કે' "જાવ" ઇમન બોલાય, (કૃષ્ણ કે') ઇમને ઇમ જાવું શી ચિંતાય.[૪૪] ૧૬
સ્ત્રિયું કે' (એ) શાણપણું આમિ જાણું, (પણ) કો' તમ વિરહે ધીર કિમ આણું:
હરિયે વિચાર્યું અહિથી ન જવાય, કરૂં કંઇક હું રૂડો દાય.
(હરિ) હળવે રહી ગોપીકાને કહ્યું, પેલા નંદજી આવે (બાઇ) તમે લહ્યું!
નંદ નામ સુણી ચોદિશ જોતી, નહિ નહિ કહીં વળી સંશય ખોતી. ૨૦
હરિ કે' નક્કી મમ તાત. ભૂલી ગોપી માની ખરી વાત;
સ્ત્રીએ નંદ માની લજ્જા ધરી, નરસંઇનો સ્વામી નાઠો મુકિયું કરી.

## પદ ૧૫ મું રાગ મારૂ.

ભોર ભયો જાણી ભગવંત નાઠા, તે ગોપિયું એ જાણ્યું રે:
(બાઈ) એ રસિયો કિમ રસ મૂકી આવે, (એનો) વૃથા બોલે શાણું શાણું રે. ટેક.
(બાઇ) ચાલો આપણ ઘરે[૪૫] જઇએ, નહિ તો વળી અરિદાં પીડે રે:
રાધા કે' બાઇ વે'લાં સર્વ આવો. (જઈ) વાટ રોકિયે ધીરે ધીરે રે. ભોર. ૪
એક દિવસ (જો) સર્વે દુઃખ સાંખો, તો પછે અતિ સુખ થાશે રે;
(જો) થોડાં હઇશું તો જાશે ભૂલાવી, બાઇ કપટી વિઠ્ઠલો વા'શે રે! ભોર.

---

૪૩ જેને જે ભાવે ગુ. પ્રે. ૪૪ હરિ કહે એમને એમ. ગુ. પ્રે.
૪૫ ઘેર. ગુ. પ્રે.

જળ ભરવા જઈએ ક્રમિ કરીં આવો, (સૌ) બેડાં સાથે વરેડું લાવો રે;
વધું કરશે તો સહુ મળીં બાંધું, (બાઇ) વે'લી આવ્યે બહુ ભાવો, રે!
ભોર. ૮

આ આવી કહી ચાલી ગોપિયું, જોઈ સાસુ લઢવા ધાતી રે;
ભર્યું પાણી વૃથા ઢોળી વહુવર, (દિકરી) સુરયું ન સુણ્યું કરી જાતી
રે. ભોર.

હવે નંદે ગામમાં સાદ દેવડાવ્યો, મધુપુર જાવા સહુ હાલો રે;
ભોર થઇ ગયો રાજા રીસાસે, સજ અક્રર ઉભા ભાળો રે.
ભોર. ૧૨

શકટ બાંધી રૂંધી સજ કરિયાં, સર્વે થયા તૈયાર રે;
રામ કૃષ્ણને કે' થાઓ વે'લા. તો કે' "હાં શી છે વાર રે"[૪૬]
ભોર.

હરિ માયા બળ અતિ અગાધ છે, અક્રૂર રાતનું ગયા ભુલી રે;
માધવ માયામાં મોટા મુનિવર ભૂલે, નરસંઇ કહે શુઓ ગોપિ ઝૂલી
રે; ભોર. ૧૬

પદ ૧૬ મું રાગ કાનડો.

ઘરડેરા[૪૭] ગોપ સજ થઇ આવ્યા, આવ્યા બાળક વરણાગી કરતા રે:
સુંદર પટકાએ કમરૂં[૪૮] રે બાંધી, ગાંઠગો વાળી, છોગાં ધરતા. ટેક.
માથાં માંહે તેલ લગાવ્યાં, પછે વાંકી શીખા વાળે રે;
કડિયું[૪૯] પે'રી શીરપેચ બાંધી, કેવો દીસું કહી નિજને ભાળે! ઘરડેરા. ૪
કરણે કુસુમ વિધ વિધ ઘાલે, શીર માંહે ઘણા ખોસે રે;
ગેડિયું હસ્તે ચાલે વાંકા રસ્તે, જોઇ રાધા ભરાય રોષે! ઘરડેરા.
એક એકથી અતિ વાંકી ચાલે, વળી ચાલતાં અંગ તપાસે રે;
મનમાં જાણે હું સૌથી રૂડો, ઘણું હરખાય ફુલડાંની વાસે! ઘરડેરા. ૮

૪૬ હાં શી વાર રે ગુ. પ્રે. ૪૭ ઘરડેરાં ગુ. પ્રે. ૪૮ કમરો. ગુ. પ્રે.
૪૯ કડિયો. ગુ. પ્રે.

ચમ ચમ ચમ મોજડિયું બોલે, ઉડે[૫૦] મૂકેલાં છોગાં રે;
યૌવન માતા એમ મન ધારે, ક્યાંથી મધુપુરમાં આવાં લોગાં. ઘરડેરા.
નંદ ઉપનંદ વૃષભાણુ, આવ્યા, વૃદ્ધના આવ્યાં મળી ટોળાં રે;
રાધા રાણી કહે મહેતાનો સ્વામી, ઠગે વ્રજ વાસી ભોળાં! ઘરડેરા. ૧૨

પદ ૧૭ મું રાગ ધનાશ્રી.

ચાલો વે'લા થાઓ વે'લા થાઓ, એવા શબ્દ સંભળાય જી;
જે શબ્દ સુણી શ્રવણ રંધ્ર ફૂટયાં, રાધા રાણી અતિ કચવાય જી ટેક,
શું કરવું તે નીશે ના સુઝે, લજ્જા મૂકી કયમ મલાય જી:
સર્વને નીશે મનમાં એવી, ન મળતાં ભૂલાવી જાય જી. ચાલો. ૪
આપણો પણ એ સખા નીશે, જો કદી એ વા'ય જી;
બે-આપની હોયે તે જીવે, મને અરથે તજવી કાયજી! ચાલો,
એક કહે અલિ ખબર કરો, કે, અમિને મળજો વૃજરાયજી:
જો ન મળો તો લજ્જા છોડું, વળી નક્કી નહિ રે'વાય જી. ચાલો. ૮
રાધા કે' લાવ્ય મને જણાવું, પણ લખાય કે ન લખાય જી:
સર્વાનુમતે લખવું નીશે, રાધા લખે ગોપી હરખાય જી. ચાલો.
કમળ પત્રપર સ્વામિની લખે, ત્યાં ગોપિકા દેત સા'યજી[૫૧];
પત્ર લઈ જનાર ન કોઈ, ત્યાં નરસંઈ સખી સજ થાયજી. ચાલો. ૧૨

પદ ૧૮ મું, રાગ રામગ્રી.

નરસંઈ સખી સજ થઇ નીસરી, હસ્તે ધરિયો છે પત્ર:
જઈ તે મળી જદુનાથને, વાટ જુએ ઉભી સર્વત્ર. ટેક:
કૃષ્ણ રામ બે સજ થયા, મધુપુર જાવાને કાજ:
એવે દૂતીએ લાવી આપિયું, પત્ર લીજીએ મા'રાજ.
નરસંઈ૦ ૪

---

૫૦ ઊડે ગુ. પ્રે.
૫૧ ત્યાં ગોપિકા દેતી સ્હાય જી. ગુ. પ્રે.

કમળે કમળ-પત્ર હરિયે ધર્યું, વાંચવા માંડ્યું શ્યામ.
"પૂજ્ય સ્વામી નવ વિસરૂં, એક ઘડી તમ નામ. નરસંહ૦
અમો અબુધ અબળા શું લખું, છો સર્વજ્ઞ ઘનશ્યામ;
કરગરી લખીએ કિંકરી, (ન મળે) જાઉં જમડાને ધામ, નરસંહ૦ ૮
વળી નીશે મનમાં કર્યું, આવું જાઓ તે ગામ;
વધું લખું શુંરે વિઠ્ઠલા, મુઆ હાથ ન કરે કામ! નરસંહ૦
થોડે ઘણું કરી માનજો, રખે ધારો ખોટા દમામ:
નરસંહને સાથે લઇ આવશું, જ્યહાં કરશો વિશ્રામ." નરસંહ૦ ૧૨

## પદ ૧૯ મું. રાગ બિહાગડો.

દૂતીને દયાળે મોકલી, જાઓ અમો[52] મળશું;
ઘરડેરા ઘરેડે[53] જશે, અમો કુંજની વાટે વળશું. ટેક૦
દૂતીએ જઇને ત્યાં કહ્યું, પણ કે' વિશ્વાસ ન ધરીએ;
ઘરેડનો મારગ રોકીએ, હરિ પીલી જાય તો મરિયે! દૂતી૦ ૪
અવિનાશે ઉંચા ચઢી નિરખિયું, ત્યાં દીઠી વ્યૂહરચના;
જાણે તૃષાર્થી પંથી ઉભીયાં, (કે) ક્ષુધાર્થી ઉભાં અશનાં.[54] દૂતી૦
એવે નંદ રાયે કા'વિયું, ભાઈ રથમાં બિરાજો;
ગાંઠડી રથમાં ધરી, બેઠા બેઠારે સા'જો. દૂતી૦ ૮
કહાન કહે પિતા વાર નહીં, માતાને મળી આવું;
(તમિ) ધીમે ધીમે ચાલતા થિયે,[55] અમિ ઝટપટ આવું; દૂતી૦
ચાલતાં વાર થાય વૃદ્ધને, (માટે) ચાલતા થિયે[55] તાત;
નરસંહના સ્વામીને નંદજી કહે, વે'લા આવો બે ભ્રાત. દૂતી૦ ૧૨

---

૫૨ અમો રે. ગુ. પ્રે. ૫૩ ઘરડે. પ્રા. કા. ૫૪ અશના પ્રા. કા. ગુ. પ્રે.
૫૫ થાઓ. ગુ, પ્રે.

### પદ ૨૦ મું રાગ દેશાખ.

હરિયે પીતાને વળાવિયારે, જઈ માતાને મળિયા નાથ;
એક હસ્ત હસ્તે ગ્રહીરે, બોલ્યાં જશોમતી હરિની સાથ. ટેક.
લાડકડા વે'લા પધારજોરે, ઉછંકળ નવ થાશોરે દયાળ;
નહિ રાજ તિહીં આપણું રે, વા'લા નવ ભણિયે કોને ગાળ. હરિ. ૪
મુખ મયંક નિરખ્યા વિનારે, હું તો ઘે'લી થઇશ મોરાર;
(હરિ) વે'લા વે'લા આવજો રે, મારા પ્રાણજીવન આધાર. હરિ.
શુભ કામે જાઓ હરિ રે, તોય હુને થાય (છે) અપશુકન:
મુજ નિર્ધનને એક દિકરો રે, મારૂં જીવન જગજીવન ! હરિ. ૮
મિટ મેળાવો કયારે થશે રે, ક્યારે નરખીશુંરે વદન;
કાલે નંદ રે' તોય આવજો રે, મારૂં દુઃખડું જાણી સદન. હરિ.
કાજળ ટપકું રખે ભુંસતા રે, ઇમાં[56] લાંચ્છન નહિ અવિનાશ !
ઇમ કહી જનની ભેટિયાં[57] રે, હ્રદે લઈ કીધું મંદ મંદ હાસ. હરિ. ૧૨
જશોમતી કે' બળરામને રે, કરજે કૃષ્ણ તણું તું જતન;
ઇમ કહી આંખડલી ભરે રે; જાળવજો (હરિ) રંક તણું રતન ! હરિ.
શ્યામળા તું મુખે કહે રે, ક્યારિં આવીશ મારા પ્રાણ;
સમય ગયે નીશે મરૂં રે, તુજને બરકી બરકી જાણ. હરિ. ૧૬
હરિ કે' વે'લા આવું અમિ રે. તમિ ચિંતા ન કરશો માય;
નરસંઇયો[58] ઇમ ભણે રે, ઠગી માને ચાલ્યા વ્રજરાય. હરિ.

### પદ ૨૧ મું રાગ સારંગ.

આફુના ભારવાળી ગાઇયું[59] રે, મોટા ખૂટાએ હરિ શર્ણું સાઇયું[60] રે:
ગાઇયુંએ જાવાનું જાણ્યું જ્યારે રે, મોટા હિસારવ[61] કીધા ત્યારે[62] રે:

---

૫૬ તેમાં. ગુ. પ્રે.
૫૭ ભેટિયાં ગુ. પ્રે.
૫૮ ભક્ત નરસંઇયો ગુ. પ્રે.
૫૯ ગાયો ગુ. પ્રે.
૬૦ સાયો ગુ. પ્રે.
૬૧ હિંસારવા ગુ. પ્રે.
૬૨ ત્યારે રે ગુ. પ્રે.

તોડી વરેડું ગૌશાળા ફોડી રે, નીકળી ગાયુંની ધણીં જોડી રે;
ધેનું પ્રેમ નિરખ્યો નાથે રે, પેઠા ગૌશાળામાં અક્રૂર સાથે રે. ૪
આવી ગાયુંએ ગોવિંદ ઘેર્યા રે, હરિયે વારા ફરતી કર ફેર્યા રે;
ચક્ષુથી ચોધારે અશ્રુ ખરતાં રે, ભાં ભાં શબ્દ વાછરું કરતાં રે.
જાણે ગાયું ધ્રુમ[63] ભણતી રે, (સાથે) લઇ જવાના શબ્દો સૂણતી રે;
ન જાવા દેવા એવું દીસે રે, હિસારવ કરીં માંહો માંહ હિસે રે. ૮
હરિએ જનનીને ત્યાં બોલાવી રે, જશોમતી વે'લી આવી રે;
બોલ્યા હરિ મુખ હસી રે, આવી જોઇ લેઉં[64] ગાયું જશી રે.
કાળીં કાબરી ખોડી બોડી રે, ધોળીં પીળી રૂડી જોડી રે;
હંસલી બગલી પોયણી રાતી રે, ગોમતી ટિલવી રખે' કંઇ જાતી રે! ૧૨
તિના વાછરું સઘળાં જો જો રે, ગાઇને કે' "કાલે ન આવું તો રોજો રે;"
કમળ કર પીઠ પર ધરી રે, ગાયું રીઝવી નીંકળ્યા હરિ રે.
ઉંચી ડોક કરી કરીં ભાળે રે, હરિને જાતાં[65] ગાયું ન્યાળે રે;
અદર્શ થયા જ્યારે દયાળ રે, નિરાશી પડી ગાયું તત્કાળ રે; ૧૬
રામકૃષ્ણને જાતા નિરખી રે, રોહિણી બોલ્યાં રામશું હરખી રે;
"વસુદેવને મળજો વીરા રે, ધારા રહીં આમ કે'જો હીરા રે.
મારી માતા છે ત્યાં સુખી રે, અહિં રહું તમારી હોય રૂચી રે;
ઇમ બોલી દુઃખ હ્રદે ધરતી રે, સ્વામી દુઃખ સંભારી ઘણું રડતી રે. ૨૦
એ'તાનો સ્વામી બોલ્યો તે વાર રે, અમિ દુઃખ ફેડીંશું નિરધારરે.

**પદ ૨૨ મું રાગ ગોડી.**

(પછે) માતાની આજ્ઞા માગી પળિયા, ન નિરખ્યા કે સૌ ધરણે ઢળિયાં;
અક્રૂર જોઇ જાઇ વિસ્મે થાય, આતે પ્રેમ કેવો કહેવાય.

---

૬૩ નેમજ ગુ. પ્રે. ૬૪ લેઓ ગુ. પ્રે.
૬૫ જોતાં ગુ. પ્રે.

પશુ પંખી નર ને નારી, ઇચ્છે હરિને ઝાડ પાડ[૬૬] વારી;
ધન્ય ગોપ ગોપીને સર્વત્ર, (આ) બાળ પ્રેમ બધ દીસે અત્ર. ૮
જોવા લોક નેત્રી (કરે) હરિ ચેષ્ટા, છે એ બાળ ઉપર રૂડી નેષ્ટા:
હશે એ બાળક કે હશે હરિ, ઇમ ભ્રાંતિ અક્રૂરે ધરી.
રથ જોઇ નગ્ર વાસી હરખાય. (રથ) ગુપ્ત થાય કે સહુ મુઝાય:
સંધેસા–સાંઝ કરતા કરતા હરિ, ચાર ઘડીયે નગરી પરહરી. ૮
ભાગોળે ગયા જ્યારે ભગવાન, કાળી ગોરી નારી (દીઠી) ભીને વાન;
(રૂડી) વ્યૂહ રચના રચી સહુ ઉભી, જીણે માત સાસુને ઘણી દુભી
બે કોશ લગ આડી સાત હાર, કાછડા વાળી ઉભી બારો બાર:
હરિ દેખી ખુશી ઘણી થૈલી[૬૭], રાધા ઉભી જીની આળ ગૈલી[૬૮]. ૧૨
તારા માંહે જેવી ચંદ્રકાન્તિ, ચપળ ઉભેલી રહિત જે[૬૯] શાન્તિ:
અક્રૂરને પૂછે નરસંઇનો સ્વામી, સિની હાર દીસે કાકા સામી.

**પદ ૨૩ મું રાગ કાલેરો.**

અક્રર[૭૦] કે' હું નવ જાણું પણ, સ્ત્રિયું જેવું કંઇ દીસે;
ટકટક જોઇ રહી આપણ સામી, (વળી) જોઇ જોઇને ઘણું હીસે ટેક.
કૃષ્ણ કહે સુણો કાકા મારા, (એ) લૂટવા સર્વે ઉભી;
ધન નહિ પણ તન મન લૂટે, તમિ જોજો કાકા ખૂબી ! અક્રૂર. ૮
(તમિને) રથ હાંકવામાં કુશળ સુણિયા, તે ખરૂં કે ખોટું;
આ લૂંટથી ઉગારો કાકા તો, ન જોઉં તમારૂં જોટું. અક્રૂર. ૮
અક્રૂર કે' હરિ શું ઇમે મોટું, જોત જોતાં રથ લઇ જઇએ;
અક્રૂર પણ સારથીએ ક્રૂર છું, વખાણ વધું શું કહિયે. અક્રૂર.
હરિ કહે ચતુરાઇ દાખવો, જોજો રખે કેઇને વાગે[૭૧];
સહી સલામત[૭૨] રથ લઇ જાઓ,(વળી)સ્ત્રી હત્યા નવ લાગે. અક્રૂર. ૧૨

---

૬૬ પાન ગુ. પ્રે. ૬૭ થઇ ગુ. પ્રે.
૬૮ ગઇ ગુ. પ્રે. ૬૯ જેની. પ્રા. કા. ગુ. પ્રે
૭૦ અક્રૂરને ગુ. પ્રે. ૭૧ લાગે ગુ. પ્રે.
૭૨ ક્ષેમ કુશળથી ગુ. પ્રે.

અમારે ગોકુળમાં વસવું, દાડીઁ રાત ઇમની સાથે;
માટે વાગ્યા ભાગા ખોટું, ઇમ છેતર્યાં મે'તાને નાથે. અક્રૂર.

**પદ ૨૪ મું રાગ મારૂ.**

અક્રૂર કે' કની આંચ ન આવે, ને જાય જીવણજી રથ;
પળ વિપળમાં પેલી પાર ઉતારૂં, તો જાણો સારથી સમરથ ટેક.
રાશ [જ] ખેંચી ચાબક મારી, ઘોડાંને સજ કરિયાં;
ચક્રાકારે રથ ફેરવ્યો રે, ઘોડાં ઘણું ચક્કર ફરિયાં. અક્રૂર. ૪
થોડા પાછળ ગોપી ફરી રે, દશ વિશ તિમાં ચેતી;
તે હાર વળી ઉભી સર્વે. (પોશે) પોશે ઉડાડે રેતી! અક્રૂર.
ચતુર સારથી રેવંત તેવા, (તે) રેતી થકી કિમ્ ઉભે:
મકતો ભાળો ભૂદરજીને, (શામળો) સંતને વિધ વિધ દૂભે. અક્રૂર. ૮
મહાસાગરને મળવા જેવો નદ[૭૩], પૂર્ણ ત્વરાએ ચાલે;
ઉડતો પવન વેગે હારે, તિને, અબળા ગોપી શું ખાળે! અક્રૂર.
પાછળ મૂકી જાણે અબળા, અક્રૂર હરિ પ્રતે ભાખે:
અબળા સબળા થાવા કરેછે, પણ તે બળ શું દાખે! અક્રૂર. ૧૨
હરિ કહે તમિ રથ હાંકો, જુઓ દ્રોડતિ આવે;
નારિયુંથીઁ મૂકાવી લેઇ જાઓ, તો સારથીપણું ભાવે. અક્રૂર.
મહાવેગમાં રથ ચાલ્યો જાયે. અક્રૂર મન ફુલાએ;
વીશ સખી દ્રોડેને ભાખે, (અલિ) હરજી શું ફુલાએ. અક્રૂર. ૧૬
જીવ જાયે તો જાય ભલે પણ, જીવણ ન જાવા દઇયે;
મુખ્ય સ્વામિની આગે દ્રોડે, તિની ત્વરાને શું કહિયે. અક્રૂર.
દ્રોડતાં રેતી જે ઉડતી ને, દ્રોડયા આગળ પાછીઁ પડતી:
કાઢીનીઁ ઘોડી જોડી કરૂં કિમ, વેગે તાજણ કંઇ આથડતી! અક્રૂર. ૨૦
પકડો પકડો કહેતાં પકડયો, (કોયે) રાશ પરોણો ને હાથ:
નોય રથનો વેગ ન મટિયો, હરિ કે' હાંકી લ્યો(ઇમિને)સાથ. અક્રૂર.

---

૭૩ જેવી નદી· ગુ. પ્રે.

એવે રાધાને એક મન સૂઝી, તણાનાં ચક્રની ખીલી કાઢી!
ચક્ર પડગે રથ સારથી પડિયો, હરખી બોલી ગૉંશ જણીઁ ત્રાડી!
અક્રૂરને મારો બાંધો પછાડો, એ વીર કુંજે લીજે;
અબળાએ બળવંતા પકડયા, (તેથી) નરસંઇયો ઘણું રીજે! અક્રૂર.

**પદ ૨૫ મું નટીની દેશી.**

મારો બાંધો શબ્દ કરતી, પાંચ સાત ગોપી ધાઇ:
રથની ઉધે રાશે બાંધ્યા, વસુદેવના જે બાઇ! ટેક.

પછે મધપૂડાને મક્ષિ વીંટે, તિમ બંને વીંટયા!
મરૂં પણ જાવા ન દેઉં, (આવા) કો ન દીઠા હૃદેના ધીટયા. મારો. ૪
રથ પ્રોડાવી જાવા ધાર્યું, પણ કિમ્ જાવા દીજે;
મારીને જાવું હોયતો જાજો, પ્રાણ–દાન તો હરજી લીજે. મારો
કૃષ્ણ કહે તમે દુઃખ દો છો, પણ અમે કાલે આવું:
હમણાં નીશે જાવા દીજે, વાર થયે પિતાને ન ભાવું. મારો. ૮
ગોપી કહે જીવ જાયે તો જાયે, પણ જાવા નવ દેઉં;
કુંવરજી કુંજમાં લેઇ જાઉં, રૂંભન ચુંબન અધરામૃત લેઉં! મારો.
કૃષ્ણ કહે રથમાંથી પડયો, તેથી પગે મુજને વાગ્યું;
અહીંથી ઉઠાય નહિ મારાથી,(જુઓ)જુઓ આ પગે લાગ્યું. મારો. ૧૨
ગોપી કે' કો' તે વાહન લાવું, પણ તમને લઇ જાવું;
મે'તાનો સ્વામી વિચારી બોલ્યો, હાથી હોય તો આવું! મારો.

**પદ ૨૬ મું રાગ સામેરી.**

ગોપિયું કહે હાથીજ જોઇએ, લ્યો હરિ આ રહ્યો હાથી રે;
રાધાએ રચના કરી સુંદર, હાથી કીધો સખી જે સાથી રે. ટેક.
ચાર સખી ચાર પાદ થઇ, બે ઉદર ઠામે સૂતિ રે:
પેટ પોલ કરવા બબે બાજું, ઇમ એક એક તો ખૂતિ રે.
ગોપિયું. ૪
ગૃષ્ટ બાગને પૂછડું થઇ, ચંદ્રભાગા જે નારી રે;

હરિને કહે હસ્તી હુઓ, બિરાજીએ મુરલી ધારી ! ગોપિયું.
કૃષ્ણ કે' નાશા રહિત ગજ, ઇનાં દશન વદન કીયાં રે;
કુંભસ્થલ રહિત ગજ નિરખી, પ્રસન્ન કિમ્ થાય હિયાં રે!
ગોપિયું. ૮

રાધા કે' એવો ગજ આણું, પછે રખે વાંકું કાઢો રે:
ગજ માગો તો ગજ કરૂં હાજર, ન ઝીતું જ્યારે વાંકું પાડો રે! ગોપિયું.
એમ કહી રાધા ગઈ ઉપર, ખાલી જગાએ સૂતી ચતી રે:
છૂટી વેણી શુંઢાકાર બની રહી. અર્ધ હસ્ત દંતુશળ વતી રે!
ગોપિયું. ૧૨

ચૂડા રૂડા દાંત ચૂડ દીસંતા, સ્વવદન તે મુખનું મૂળ રે;
કુંભસ્થલને સ્થાનક કુચ એ, હસ્તી ગંડ સ્થલથી અતિ સ્થૂળ રે! ગોપિયું.
રાધા કહે હરિ બિરાજીએ, હસ્તી સજ થઇ ઉભો રે;
કૃષ્ણ કે' અંકુશ વિણ ન બેસું, રાધા કે' હરિ કાં ક્ષુભો રે!
ગોપિયું. ૧૬

હરિ અંકુશ આપુ અમિ આણિ, પછે તમિ કંઇ માગો રે;
કા'ન કે પછે કાંઇ ન જાઇએ, અંકુશ વિણ મનસ્વિ ભાગો રે! ગોપિયું.
કઠિણમાં કઠિણ મૃદુમાં મૃદુ, એવો અંકુશ કીધો રે;
સવ પ્રેમ ભેગો કરી ઘડિયો, પછે અંકુશ હરિને દીધો રે!
ગોપિયું. ૨૦

ગોપી મન મનાવા કારણ, છેલવેલું સુખ દેવા રે:
પ્રેમાંકુશ પકડી ગજે ચઢિયા, નરખે હરખે સ્વર્ગ દેવા[૭૪] રે! ગોપિયું.
હરિ ન નાસે માટે કરી રચના, પ્રેમ બાલાં સખી કર દીધાં રે:
નરસંઇયાના સ્વામીનો હસ્તી, ગાયો સુણ્યો તિનાં કાજ સીધ્યાં રે!
ગોપિયું. ૨૪

---

૭૪ નરખે સ્વર્ગ દેવા રે ગુ. પ્રે.

## પદ ૨૭મું રાગ મેઘ મલ્હાર.

હરિ જે હસ્તી ઉપર બેઠા, તિની શોભા શી કહિયે;
પંખી પેરે સાગરમાંથી, જળ લઇ સુખી થઇયે. ટેક
ઉજ્વળ ઐરાવત પર શોભે, સુંદર મેઘ શ્યામ;
ચપળા રંગ બે રંગી ચમકે, વેલી વાદળી જાય તમામ. હરિ. ૪
તેમ ગૌર–નારી કુંજર[૭૫] પર શોભે, મેઘશ્યામ વત ઘનશ્યામ;
બાલા વાળી વિજળિયું જાવા, ઉતાવળી વાદળી ઠામ! હરિ.
માનુષ્ય રૂપ રમા પતિ કેરૂં, માટે ઇંદ્રોપમા રે અપાય;
નહિ તો બ્રહ્મા શિવ કિંકર જીના,(તો)પછે બીજા કુણુ કે'વાય! હરિ. ૮
વાયુ વત ને હસ્તિ ચાલ્યો, ઉભો કુંજની માંય;
હરિ ઉતારી અંકે લીધા, થેઇકાર મચિયો ત્યાંય[૭૬]. હરિ.
કમળા સુખ આપો કમળાવર, મધુપુરની મેલો આસ;
એવા રમો હરિ અમ સાથે, જે ગુણુ ગાય નરસંઇયો દાસ. હરિ. ૧૨

## પદ ૨૮ મું રાગ મેવાડો.

હરિ કહે સુણિયે રે, મારી વિનતિ રે, તુમિને નમી નમી કહું એક વાત:
મુને જાવા દીજે રે, સર્વે સુંદરી રે, માત્ર આજની એક જ રાત. ટેક.
ગોપી કે' ન મૂકું રે, મારા કંથજી રે, બરકયું બધું અવસ્થા જાય,
હરિ કે' વેલા આવું રે, સત્ય કહું સુંદરી રે. હવે રસ્તો કાઢોને રાધાય[૭૭].
હરિ. ૪
રાધા બોલ્યાં રે, સુણિયે નાથજી રે, રમો રાસ ને વળતી જાવ:
બાપના સમ ખાઓ રે, કે કાલે આવશું રે, વળી નહીં નહિ કરિયે કુભાવ.
હરિ.
મારગ નવ લહ્યો રે, ત્યારે હા કહી રે, પછે આરંભ્યો ત્યાં રાસ:

---

૭૫ કુંજર ગુ. પ્રે. ૭૬ થેઈ થેઇ મચી રહી ત્યાંય. ગુ. પ્રે.
૭૭ હવે રસ્તો કાઢોને રાણી રાધાય ગુ. પ્રે.

જળ થળ લીલા રે, તે હરિયે કરી રે, કાઢચો હૃદયથી કામનો વાસ.
હરિ. ૮

તે નરસંઇયે ગાઈ રે, વિવિધ વિલાસમાં રે, નામ તિનું 'સહસ્ત્ર પદનોરાસ'
તે અહિં વાંચો[૭૮] રે, જીને ઇચ્છા વસેરે' પુનિપુનિં કહઈ નરસંઇ દાસ.[૭૯]
હરિ.

## પદ ૨૯ મું રાગ વેરાડી.

રસ અપરમિત રાસનો જામ્યો, કામ તાપ ત્રિયાનો વામ્યો;
ગોપી શિથિલ થઇ ઘણું જ્યારે, બરકયા હરિ મુખે [ત્યાં] ત્યારે.
નારી મુજને જાવા દીજે, વધુ વાર થિયે નંદ ખીજે;
અમિ કાલે નિશી આવું. ફરિ કો દિ અમિ[૮૦] નવ જાવું. ૪
ગોપી કહે મૂકો આશ, એ શબ્દે ન દીજે ત્રાસ:
કા'ન કે' તમિ શું ભાખો, નંદ ગયા પછે કિમ રાખો.
કહે નંદને કા'નનું કામ, ગોપી થઇ જાઓ કૃષ્ણ ને રામ !
પણ તમને ન જાવા દીજે, પિતા ખીજે તો છો ખીજે. ૮
મહિયર સાસરામાં દુઃખ પામું, વળી અગ્નિને મુસ્તક નામું;
નિત્યે અમિં કષ્ટજ ખમિયે, (તો) હરિ અમ માટે દેહ દમિયે.
કૃષ્ણ કહે કરગરી કહું, જાવા દીજે સુખી રહું;
નરસંઇનો સ્વામી બોલ્યો મુખે, રીજી ન જાવા દ્યો જઉં દુઃખે. ૧૨

## પદ. ૩૦ મું. રાગ ધનાશ્રી.

ગોપિયુંએ જાણ્યું હરિ જાશે, ન દીજે હવે ત્રાસજી:
કહો સ્વામી કિમ જાવ કહું, હરિ ગયે થાશે નાશજી. ટેક.
કૃષ્ણ કે કાલે અમિ આવું. તમિ રહો વિશ્વાસેજી;
ગોપિ કે' તિમાં અમિ જીવું, એક આવ્યા કેરી આશેજી. ગોપિયું.૪
કહે કૃષ્ણ હવે વાર થાયે, તમિ મુજને મૂકોજી;

---

૭૮ વાંચ્યો ગુ. પ્રે. ૭૯ પુનિ પુનિ કહઇ નવ નરસંઇ દાસ. પ્રા કા.
૮૦ હવે ગુ. પ્રે.

ચતુર છો અંતમાં વિચારો, ડાહ્યાં થઇ કિમ ચૂકોજી. ગોપિયું.
એમે તિમ જાવા કેરૂં, હરિયે મન કરિયું જી,
કપટ સમજ્યાં રાધા રાણી, (કે) જાવા દેવા ધરિયું જી. ગોપિયું. ૮
હે હરિ! ધ્વજ કમળ અંકુશ, વજ્ર યવ વાટે નવ નરખું જી;
પગલાં આવી વે'લાં દેખાડો, તો તો હઇડે હરખું જી. ગોપિયું.
વે'લા આવજો વે'લા આવજો, ઇમ ગોપી ભણતી જી;
નરસંઇયાનો સ્વામી તો ચાલ્યો, ગોપીઓ[૮૧] ડગલાં ગણતી જી. ગો. ૧૨

### પદ. ૩૧ મું. રાગ દેશાખ.

અરે હરિ ચાલિયારે, અરે રે પેલી પુઠ દેખાય;
મોટે બોલઇ ઇમ કહે રે, વે'લા પધારજો[૮૨] વ્રજરાય. ટેક.
હરિ રજા લેઈ છૂટિયા રે, કે લિઉ[૮૩] પવન કેરૂં રૂપ;
ઓ ગયા ગયામાં ગયારે,[૮૪] દોઇ અદર્શ તિહીં ભૂપ. અરે. ૪
જહિ દીઠા નહિ નાથજી રે, કે ગોપી ચઢી ઝાડની ડાળ;
જઈ અક્રૂર છોડિયારે, તામ રૂઢ થયા દયાળ[૮૫]. અરે.
શીખ દિઉં કાકાને મળીરે, મિલિયા જાઉએ નંદરાય;[૮૬]
અક્રૂર કહીં અમિ મેળવું રે, વે'લા પો'ચાડું વ્રજરાય. અ. ૮
રથ વેગે વાજઇ ઘણોરે, તે ગોપી ટક ટક જોઈ;
અરે સખિ હરિ તો ગયા રે શી વલે આપણી હોઇ. અરે.
જોવા તેવા હરિ દીસંઇ રે,[૮૭] ચાલો ચઢિયે ઉંચી ડાળ;
જીમ જીમ હરિ જાઇ છે રે, તિમ તિમ ઉંચી ચઢતી બાળ. અરે. ૧૨
પછે હરિ દિસતા રહ્યા રે, ઇક રથ દેખે સહુકો નાર;

---

૮૧. ગયાં પ્રા. કા. ૮૨. પધારો. ગુ. પ્રે. ૮૩ લીધું. ગુ. પ્રે. ૮૪ ઓ ગયા ગયા કહેતામાં ગયારે ગુ. પ્રે. ૮૫. રથારૂઢ થયા દીન દયાળ. ગુ. પ્રે. ૮૬ મળિયા જઇને નંદરાય. ગુ પ્રે. ૮૭. દીસશે. ગુ. પ્રે.

એ રથ દિસનો રહ્યા રે, ટક ટક ધ્વજ જોઇ રહી નિરધાર અરે.
ધ્વજ પણ ડૂબી ગયો રે, તિહાં રજ જોતી ની કાળ:
ની જવ નવ લહી રે, તાઃ ચઢઇ કીર્તિની આગ. અરે. ૧૬
તારથી દીસતા રહ્યા રે, કે વૃક્ષથી પડી થઈ નિરાશ:
ત્રાસ ત્રાસ વરતઈ રહ્યા રે, રાધા જીવ્યાની મૂકી આશ. અરે.
લોથ્યું પડી ઇક ઇક પરીરે, કોઇ નવ લીએ તપાસ:
માધવને શું કહઇ રે, ( પણ ) પ્રભુએ ઘણો કર્યો વિનાશ. અરે ૨૦
પ્રને માયા લેપે નહીં રે, પણ માયિક જીવના શા હાલ:
જેવાં ગોપી મૂકિયાં રે, મૂક્યા વસુદેવ નંદલાલ. અરે.
દોષ કુણ ઇને દિયે રે, જે ગુણ દોષ તણો માબાપ:[૮૮]
હરિ રુચે તે કરે રે, નરસંઇ મિથ્યા બાંધઈ પાપ. અરે. ૨૪

## પદ ૩૨ મું. રાગ બિહાગડો.

પરીક્ષિત્ રાયે પૂછિયું, શુકદેવને તીણી વાર;
કંસ દુષ્ટ માટે મારિયો, પ્રેમી લહી દુઃખ દીધું મોરાર. ટેક.
વાત્સલ્ય ભાવે માબાપને, સ્નેહે સખાને જાણ:
અક્રૂર જેવા ભક્ત બંધાવ્યા, ઇનું કારણ કહીએ સુજાણ પરી. ૪
શુક કહે અક્રૂરે ધાર્યું કે, હશે બાળ કે ભગવાન:
રામ કૃષ્ણ બાળ વિચાર્યો, માટે બંધાયું વાન. પરીક્ષિત.
રાય કહે પ્રભુ સંશય મિટ્યો, પછઇ કિમ થયું ત્યાંય:
શુકદેવ કહે હરિ ચાલ્યા, તે ઉતર્યા જમુના માંય પરીક્ષિત. ૮
કાકાને ઓળખ દીધી, પછંઇ કુબડી સમારી;
હાથી મપ્રને માંમો મારી, નંદને દુઃખ દીધું ભારી. પરીક્ષિત.
વિદ્યા ભણિયા ઉપવિત ધરિયાં, પછે મથુરાંથી નાઠા:
છેલ્લે જાદવા સ્થલિ કીધી, કોઇએ ન કાઢયા લાઠા. પરીક્ષિત ૧૨

---

૮૮ દોષ કુણું એ ને દિયેરે, જે ગુણ તણો માબાપ ગુ. પ્રે.

### પદ ૩૩ મું રાગ સામેરી.

પરીક્ષિત રાજા તમી સુણજો, એ છે સર્વનો કરતા રે;
મોહ માયા ઇને નવ ભેદે, પલમાં કરતા પલમાં હરતા રે. ટેક.
ઉપરથી હરિ દુઃખડાં દેખાડે, પણ અંતે સુખ દાતારે;
ભક્તને ભૂધર નવ વિસારે[૮૯], વેદ પુરાણ વદાતારે. પરીક્ષિત ૪
વચન પર રહે વિશ્વાસે, તેની આશા એ પૂરે રે;
દુઃખ સુખ વેઠી હરિ ભાખે, તે પછે નહિ અધૂરે રે. પરિક્ષિત
મી[૯૦] ગાતાં ગાતાં વૃદ્ધ થયો, એક અંશ ગુણ ન ગાયા રે:
આજ કાલ કરતાં જરા આવી, (તોય) નથી મૂકાતી માયા રે. પ. ૮
મરું ત્વારે માયા મૂકાશે, બળતે મુકાય તે ભૂકું રે;[૯૧]
અવસર ગયો ફરી નહિ આવે, માટે સમય નહિ ચૂકું રે. પરીક્ષિત
પ્રેમ ધારી ગોવિંદ ગુણ ગાયા, "ગોવિંદ ગમન" માં ના'યા રે;
હરિ ગુણમા કો દોષ ન ભાળો, દોષ ભર્યા જે જાયા રે. પરી. ૧૨
વળિયાં પળિયાં પડિયાં અંગે, ત્વારે તો મેં લખિયું રે;
નરસંઇને ગુણ ગાવા નીશે, તેથી હું દશમાં ભખિયું રે. પરી.



૮૯ વિસરે. પ્રા. કા. ગુ પ્રે. ૯૦ હું. ગુ. પ્રે.
૯૧ બળતે બકાય તે બકું રે. ગુ. પ્રે.

# ટીકા.

**પ્રાસ્તાવિક પદ.** કેટલાંક જૂનાં કાવ્યોમાં આરંભના પદને મથાળે સંખ્યાનો આંક મૂકેલો જોવામાં આવતો નથી. આરંભનું પદ પૂરૂં થયા પછી પદ ૧ લું એમ લખેલું હોય છે. સંસ્કૃત કાવ્યોના અનુકરણથી આમ બન્યું હોય એવો સંભવ છે. સંસ્કૃતમાં અધ્યાય પૂરો થયા પછી **इति** લખી અમુક અધ્યાય પૂરો થયો એમ લખવાનો રીવાજ છે.

લીટી ૧ તથા ૨. કૃષ્ણ અવર્ણનીય છે, પરંતુ ભક્ત ગુણ ગાઇ શકે એટલા માટે વર્ણનીય થવા અહીં પ્રાર્થના છે.

લીટી ૩. ઋષિપત્ની ઋષિ-સ્વાયંભુવ મન્વંતરમાં પૃશ્નિ અને સુપતા નામના પ્રજાપતિએ તપ કરી ત્રણ જન્મ સુધી પ્રભુ જેવાજ પુત્રની માગણી કરી હતી; તેથી પહેલો 'પૃશ્નિ ગર્ભ' નામે ઈશ્વરનો જન્મ થયો, બીજો કશ્યપ અને અદિતિથી 'ઉપેન્દ્ર' વામન નામનો અને ત્રીજો વસુદેવ અને દેવકીથી શ્રી કૃષ્ણપરમાત્માનો જન્મ થયો. એ ઋષિ અને ઋષિપત્નીનો આ ત્રીજો અવતાર હતો. ( પ્રા. કા. )

મધુપુર=મથુરા સાત મોક્ષદાયી પુરીઓમાંની એક એ છે. યમુનાને કાંઠે એ શહેર વસેલું છે. અને પ્રાચીન કાળમાં મધ્ય દેશની એ રાજધાની હતું. શૂરસેનો અહીં રાજ્ય કરતા કુશાન રાજાઓના સમયમાં બૌદ્ધો તથા જૈનોનું તે મ્હોટું મથક હતું. શુંગ રાજાઓના વખતમાં તેની ભૌગોલિક સ્થિતિને લીધે પાટલીપુત્ર કરતાં પણ તેનું મહત્ત્વ વિશેષ ગણાતું હતું. ફાહિયાન તથા હ્યુએનત્સંગ અહીં આવ્યા ત્યારે તે પૂરી જાહોજલાલીમાં હતું.

લીટી ૪ ગોકુળ. એ સ્થાયી ગામ ન હોતાં રબારીઓ કે

ભરવાડોના નેસ જેવું હતું. એટલા માટે તેને વ્રજ ( સં. व्रज्=જવું ) પણ કહેતા. ગોકુળનો શબ્દાર્થ ગાયોનું ટોળું અથવા ગાયોનો વાડો કે ગાયોની કોંડ થાય છે.

લીટી ૫ બક. બકાસુર–માસી પૂતનાનો ભાઇ. શ્રી કૃષ્ણે તેનો કાલિન્દીને તટે નાશ કર્યો હતો.

બકી.–માસી પૂતના.

ત્રણાવત. તૃણાવર્ત–જે વાયુ કે વંટોળીઆને રૂપે કૃષ્ણને આકાશમાં લઈ ગયો હતો. કૃષ્ણે તેને કંસનો કિંકર જાણી ગળે હાથની આંટી ભરાવી મારી નાંખ્યો હતો.

કાલિ. કાલીય નાગ. યમુનામાં પડી કૃષ્ણે જેનું દમન કર્યું હતું તે.

અગાસુર. અઘાસુર–પૂતના અને બકાસુરનો ન્હાનો ભાઇ. અજગરનું રૂપ લઈ પોતાના ભાંડુનું વેર વાળવા યમુનાને તીરે તે પડ્યો હતો. તેને કૃષ્ણે ગળામાં પેસી મારી નાંખ્યો.

કેશી. ઘોડાનું સ્વરૂપ લેઈ આવેલો કંસનો મુખ્ય મિત્ર. વ્રજવાસીઓના દેખતાં કૃષ્ણે એને જોતજોતામાં મારી નાંખ્યો હતો.(પ્રા.કા.)

લીટી ૬. પુરંદર=ઇન્દ્ર (**पुरः शत्रूणां नगराणि दारयति सः**)

ઇન્દ્રની પૂજા છોડી ગોવર્દ્ધન પર્વતની પૂજા શ્રી કૃષ્ણે શરૂ કરાવી ત્યારે ઇન્દ્રે ગુસ્સે થઇ ગોકુળ ઉપર હેલી કરી તે વખતે કૃષ્ણ ભગવાને ટચલી આંગળીએ ગોવર્દ્ધન પર્વત ધારણ કરી ગોકુળનું રક્ષણ કર્યું અને ઇન્દ્રનું અભિમાન તોડ્યું. ( ભાગવત દશમસ્કંધ અધ્યાય ૨૫.)

પરમેષ્ટિ = બ્રહ્મા.

કૃષ્ણ ભગવાને અઘાસુરનો નાશ કર્યો ત્યાર પછી તેમનો વિશેષ મહિમા જોવા એક વખત બ્રહ્મા શ્રી કૃષ્ણના સાથી બાળકો તથા

તેમનાં વાછડાં બીજે સ્થળે લઇ જઈ અંતર્ધાન થઈ ગયા હતા. બાળકો તથા વાછડાંઓના રૂપમાં ભગવાને પોતે એક વર્ષ સુધી રહી ક્રીડા કરી બ્રહ્માને મોહ પમાડયો અને તેમનો ગર્વ ટાળ્યો.

જદુરાઇએ–યદુરાય–યાદવોમાં શ્રેષ્ઠ.

લીટી ૭–બાળલીલા–બાળપણમાં કરેલી અનેક લીલાઓ, જેવી કે, માટી કઢાવવા માટે મુખ ઉઘડાવતાં યશોદાને મુખમાં કરાવેલું વિશ્વદર્શન, ઉખળ બંધન વગેરે.

દાણલીલા–નરસિંહ મહેતા, પ્રેમાનંદ વગેરે કવિઓએ દાણલીલાના કાવ્યો લખ્યાં છે.

રાસલીલા–પ્રસિદ્ધ છે.

જળલીલા–ગોપીઓનાં વસ્ત્રાહરણનો પ્રસંગ.

લીટી ૮–ગોકુલ કાર્જ–ગોકુલમાં કરવા ધારેલું કાર્ય. પૂતના, શકટાસુર, તૃણાવર્ત, વત્સાસુર, બકાસુર, અઘાસુર તથા ધેનુકાસુરના વધ, કાલીય નાગને નાથ્યો તે, જશોદા સાથે કરેલી બાળલીલા, યમલાર્જુનનો મોક્ષ, દાવાનળનું પાન, ઈન્દ્ર તથા બ્રહ્માનો ગર્વપરિહાર, ગોપીઓ સાથે રાસલીલા તથા જળલીલા વગેરે જુઓ ભાગવત દશમસ્કંધ અધ્યાય ૬ થી ૩૯.

લીટી ૯–ભખાંતર (સં. **मिषान्तर**) ખોટું બહાનું.

મેલ્યા—મોકલ્યાના અર્થમાં.

સરખાવો. “ વિશ્વામિત્ર તેડાવીઆ કંકોતરી મેલી ”

કાલિદાસ વસાવડનો.

લીટી ૧૧. પ્રાકૃતમાંય–ગૂજરાતી ભાષાને માટે નરસિંહ મહેતા ‘પ્રાકૃત’ શબ્દ વાપરે છે તે નોંધવા જેવું છે.

લીટી ૧૨. ભક્ત કવિ વગેરે.–હું ભક્ત છું, કવિ નથી.

સરખાવો–જ્ઞાનીને કવિમાં ન ગણીશ–અખો.

પદ ૧ લું.

લીટી ૧. વ્રજમાં—સંસ્કૃત શબ્દ વ્રજ છે.

ઘે'લાં સં. ग्रह (= વળગાડ) ઉપરથી જૂના ગૂજરાતીમાં ગિહિલું શબ્દ થયો છે તેના ઉપરથી ઘેલું શબ્દ થયો છે. અહીં ઘેલાં શબ્દ નામ તરીકે વપરાયો છે. સરખાવો 'ઘેલાં કઢાડવાં.'

લીટી ૪. તૃષ્ણ. સં. तृष्णा. જૂનાં ગૂજરાતી કાવ્યોમાં નામને અંતે આવેલા 'આ' ને બદલે 'અ'કાર વપરાયલો કેટલીકવાર જોવામાં આવે છે. સરખાવો 'બાળા'ને બદલે 'બાળ'.

લીટી ૬. ઠામ કામ વગેરે.—ઠામમાં, કામમાં અને ધામમાં કૃષ્ણનુંજ નામ દીધાં કરે. એમ કરતાંયે જો અવશેષ, બાકી વખત રહે તો તેમાં રામનું નામ દે એવો ભાવાર્થ છે.

રામ = બળરામ

લીટી ૮. રેવંત = ઘોડા.

અક્રૂર ક્રૂર સંદેશો લાવ્યા.—અક્રૂર શબ્દ ઉપર અહીં શ્લેષ છે.

લીટી ૯. ગોપિયુંએ. કાઠીઆવાડી બહુવચનનો પ્રયોગ. આગળ પણ આવા બીજા પ્રયોગો આવે છે.

લીટી ૧૦. સધાર્યા સધાર, સિધાર અને સિધાવ એક અર્થના ધાતુઓ છે. साध=જવું ઉપરથી બનેલા હશે.

લીટી ૧૧. સનમાન. સંસ્કૃત શબ્દ संमान છે.

અર્ઘ. સં. अर्घ्य

લીટી ૧૨. કાકા. અક્રૂર કૃષ્ણના કાકા થતા હતા.

પદ ૨ જું.

લીટી ૧ તથા ૨. હરિ અને પ્રભુ. આ શબ્દો નંદે અક્રૂરને સંબોધ્યા છે.

લીટી ૩. બાયા–બાઈ.

લીટી ૪. લહી–જાણીને. કૃષ્ણ ઈશ્વર છતાં અક્રૂરને પગે લાગે છે તે, ભગવાન ભક્તના દાસ છે માટે, એવો કવિનો અભિપ્રાય છે. નંદરાયના કહેવા છતાં તે દેવીને પગે ન્હોતા લાગ્યા, તેમ ઇન્દ્રનો યજ્ઞ નહોતો કર્યો. (પ્રા. કા.)

પદ ૩ જું.

લીટી ૪. ગળે ઝલાઇ. જવાનું મન ન્હોતું છતાં ગઇ. સપડાવાથી. શું ગળે ઝલાઇ છું? એમ બોલાય છે.

દયિતા. આ કલ્પિત પાઠ છે

લીટી ૭. ચેત્યા વગેરે. અન્વય.—ગોપના ચિત્તમાં જે હતું તેથી ચતુર્ભુજ ચેતી ગયા.

લીટી ૮. કે'ણુ નેહજી. નેહનું કહેણ. શબ્દનો આવી રીતનો વ્યત્યય નરસિંહ મહેતા ઘણી જગાએ કરે છે. નેહનું કહેણ એટલે અક્રૂર આપણો સ્નેહી છે એવું કહેણ.

લીટી ૧૦ નેહ નાતુંજી.–સ્નેહનો નાતો, સંબંધ.

દંગ. મૂળ શબ્દ દિઙ્મૂઢ છે, એટલે જેને દિશાને વિશે ભ્રમ થયો છે એવો. તેમાંથી મૂઢ શબ્દ ખરી પડીને આ રૂપ રહ્યું છે.

પદ ૪ થું.

લીટી ૧ તથા ૨ ગોપીઓએ દુઃખ ધર્યું તેનું કારણ કવિએ બીજી લીટીમાં કહ્યું છે કે મધુપુર એટલે મથુરા નગરીની ચપળ ચપળાઓ ત્યાં વિઠ્ઠલને જો વશ કરે તો પાછા તેમને મળે નહિ.

લીટી ૭. વોણાં. વગરનાં. સં. **विहीन.**

પદ. ૫ મું.

લીટી ૭. સેલો–ગાયને દોતી વખતે પાછલે પગે બાંધવાનું દોરડું.

લીટી ૧૪. સ્વામી નરસંઇ. નરસિંહના સ્વામી.

પદ ૬ ઠું.

લીટી ૧. હરણિયું. હરણી અથવા મૃગશીર્ષ નક્ષત્ર. માગશર મહિનાની પૂર્ણિમાનો ચંદ્ર આ નક્ષત્રમાં હોય છે. શિયાળામાં રાત આખી અને ઉન્હાળામાં પહેલી રાતે એ દેખાય છે.

લીટી ૨. શકે. ઉત્પ્રેક્ષામાં વપરાતા સંસ્કૃત **शंके**નું આ ગૂજરાતી રૂપ છે.

લીટી ૪ ત્રાડિયો. માર્યો સં. **तड् ( ताडयति )** ઉપરથી ત્રાડ ધાતુ બનેલો છે. ગૂજરાતી ત્રાડ એટલે બૂમ એ શબ્દ સાથે આને કાંઈ સંબંધ નથી. શુદ્ધ સંસ્કૃત શબ્દોને પ્રાકૃત માની તેમને સંસ્કૃત કરવા જતાં આવાં રૂપ ઉદ્ભવ્યાં છે. સરખાવો, સંસ્કૃત શબ્દ **तट**ને બદલે જૂની કવિતામાં વપરાતું ત્રટ રૂપ; સહસ્રને બદલે સહસ્ત્ર, પરદેશને બદલે પ્રદેશ.

લીટી ૫. ત્રટે. તટે. ઉપરની નોંધ જુઓ.

લીટી ૬. નિગમ. વેદ.

લીટી ૮. આંજણિયા. આંજણ નામનાં વૃક્ષ. સં. **अर्जुन.**

અહીં યમલાર્જુન વૃક્ષ અભિપ્રેત છે. ગોકુળમાં જોડે જોડે ઉગેલાં આંજણનાં બે ઝાડ–શાપિત થયેલા યક્ષકુમારો–જેને શ્રી કૃષ્ણે ઉખળું ભેરવીને પાડયાં અને યક્ષ કુમારોને મુક્તિ આપી.

નેડો. હડચો. નીઠવું એટલે અંત આવવો. એ ઉપરથી અહીં હારી જવું, હડવું એ અર્થ લીધો છે. નેડો=અંત, છેડો.

લીટી ૯. દેહના=દેહધારી ( પ્રા. કા. )

લીટી ૧૦. એહ ગુણ વગેરે–એના ( કૃષ્ણના ) ગુણને તુલ્ય કૃષ્ણના ગુણનીજ ઉપમા આપી શકાય.

પદ ૭ મું.

લીટી. ૨. કાત્યાયની. ગૌરી, પાર્વતી. ગૌરીપૂજન જેને ગોર્યો કહે છે એ વ્રતમાં કન્યાઓ ગૌરી પાસે સારા વરની યાચના કરે છે.

લીટી ૪ પરાં. વેગળાં, દૂર.

લીટી ૮ થી ૧૨. નરસિંહ મહેતાના શૃંગારની પાછળ જે ભક્તિ અને તત્ત્વજ્ઞાન રહેલાં છે તેનો અહીં ઉલ્લેખ છે.

પદ ૮ મું.

લીટી ૪. જાહરી–જાહેર.

લીટી ૫. વદને કાજળ કશું. અહીં આંખ ઉપર ચુંબનનું સૂચન છે.

હાર વિણુ હારજ જશું. વક્ષસ્થળ ઉપર હાર પહેર્યા વિના હારનાં મોતીનાં ચિહ્નને લીધે હાર જેવું દેખાય છે. અહીં આલિંગનનું સૂચન છે.

તાંબુલ લાગિયાં કંથ મારા. કપોલ ઉપર તાંબુલનાં ચિહ્નથી નાયિકાએ કરેલા ચુંબનનું સૂચન છે.

લીટી ૬. વારા. ખેતરમાં વાસો રહેવાનો અથવા વક્ષોણું વક્ષોવવાનો વારો.

લીટી ૭. ધૂણી. અહીં ધૂંધવાઈ એ અર્થ લેવો ઠીક લાગે છે.

લીટી ૮. માંડ માંડ વગેરે. માંડ માંડ ક્રોધનો દેખાવ કરી શકી પણ એને મારો ક્રોધ સાચો લાગ્યો.

લીટી ૧૦. ગમતું મન વશ કર્યું. એનું કહેણ સ્વીકારવાનું ગમતું હતું છતાં મનને વશ રાખ્યું.

પદ ૯ મું.

લીટી ૧. પ્રભાત. પ્રભાત રાગ, ઉપલાં ત્રણ કડવામાં આવી ગયો છે તે.

લીટી ૭. સ્વામિની. રાધા. પુષ્ટિમાર્ગમાં રાધાને સ્વામિની કહે છે.

લીટી ૮. ત્યાં સ્થિર જમુના લાગી ડોલવા. રાત્રે જળ જંપી જાય છે તે પણ જાણે જાગીને વહેવા લાગ્યાં.

લીટી ૧૦. પોયણી. કુમુદ. જો કે મૂળનો પોયણી શબ્દ પદ્મિની ઉપરથી આવેલો છે.

લીટી ૧૧. નાથ પ્રથમ ખાનાર. વાગોળ–એવી આખ્યાયિકા છે કે જે સ્ત્રી સ્વામીના પહેલું ખાઈ લે તેને વાગોળનો અવતાર આવે.

લીટી ૧૨. પંખીએ મૂક્યા ગઢ જવા બાર. કહે છે કે પક્ષી રાત્રિએ નિત્ય બાર ગાઉ ઉડીને જાય છે અને સવારે પાછાં આવે છે, તેમણે પણ પ્રભાત થયું જાણી ઉડવાનું છોડી દીધું. પ્રાચીન કાવ્ય ત્રિમાસિકની ટીકામાં આ પ્રમાણે ખુલાસો છે, પણ તે અર્થ બંધબેસ્તો નથી થતો.

લીટી ૧૫. આ લીટી રસમાં ક્ષતિ કરે છે.

લીટી ૧૬. વિરહી પ્રાણી. ગોપીઓ તથા પશુ પક્ષીઓ.

લીટી ૨૦. નિશે–નિશ્ચય.

પદ ૧૦ મું.

લીટી ૬. ખુશ ખુશ વગેરે. ખીશકોલીઓ ખુશ ખુશ શબ્દ કરતી હતી પણ રાધા ખુશ ન હતી માટે એને એ ગમતું ન હતું.

લીટી ૯. ભઈ–થઇ. જૂની હિંદુસ્તાનીમાં આ ક્રિયાપદ વપરાય છે.

આ પદ સુંદર છે.

પદ ૧૧ મું.

લીટી ૧૦. મોતી. મોતી એટલે શું ? પ્રાચીન કાવ્યમાળામાં એનો અર્થ કડીઓ કર્યો છે. માર્ત્તિક એટલે માટીથી ચણનાર એ ઉપરથી હશે ?

લીટી ૧૨. સુરતશૂર. કૃષ્ણ. નરસિંહ મહેતાએ રચેલા સુરત-સંગ્રામ કાવ્યનું અહીં સૂચન છે.

**પદ ૧૨ મું.**

લીટી ૪. અંધારાની ખાધી એ ભણી રે. અંધારાની એ ( ભૂલ ) ખાધી એ ચાગે.

ભણી=લીધે, કારણથી ( કાદમ્બરી પૂર્વ ભાગ પૃ. ૧૫૬ ). સરખાવો. કુંવર કહે સુસરા તણે, બળે ન લીજે રાજરે:

આપ પરાક્રમ જિહાં નહિ, તે આવે કુણ કાજરે.

તેહ ભણી અમે ચાલશું, જોશું દેશ વિદેશરે.

શ્રીપાળનો રાસ ખંડ ૨ જો ઢાળ ૧.

મોરાર. સં. **मुरारि** મુર નામના રાક્ષસનો વધ કરનાર.

લીટી ૫. ધરિયા શૂર. અક્રૂર. અક્રૂરને શૂર ( કૃષ્ણ ) ધાર્યા. અથવા શૂર અક્રૂરને પકડયા.

લીટી ૧૨ શકે વગેરે. આ પિશાચિણીઓ હશે ? ના ના, એ તો ન હોય, કારણ તે તો કૃષ્ણના ભક્તને પીડી ન શકે, એવો અક્રર પોતાના મનમાં તર્ક કરે છે.

**પદ ૧૩ મું.**

લીટી ૧. તોય=પાણી

લીટી ૧ થી ૪. અક્રર કહે છે કે હું કૃષ્ણ નથી. તમે પાણી શીદ વલોવો છો ? હું અમૃત નથી, પણ ઝેર છું; હું હરિ નથી, પણ હરિને માર્ગે જનારો પંથી છું. કૃષ્ણ કપટથી ખોટું બોલે છે એમ માની ગોપીઓ દરેકનો જવાબ દે છે.

લીટી ૬. હેરૂ. ગુપ્તચર સં. **हेरकः**

લીટી ૭ બરકેલું. **सं. बुक्क**

( અક્રૂરે ) બરકેલું ( કહેલું ) તે બંસીધર રાધાવરે સાંભળ્યું. તાજ=ત્યાગ

લીટી ૮. પાણી પહેલી પાજ. ખેતરમાં પાણી પાતી વખતે પાણી પહોંચતાં પહેલાં પાણી વાળવા માટે પાળ કરી લેવી જોઇએ એ ઉપરથી. સરખાવો.

બાંધી શકો તો બાંધજો રે, પાણી પહેલી પાળ;
છેલ્લે ક્યારે જગ વળ્યું રે, ગુણ ગાયે નરસૈયો દયાળ.
( ભક્તિ અને જ્ઞાનનાં પદ )

લીટી ૧૧ હરિનો અંક મેળવીને ગોપીઓ ઓપી, હર્ષથી પ્રકાશી.

**પદ ૧૪ મું.**

લીટી ૧. વાન=શરીર. વપુવર્ણ શબ્દ ગૂજરાતીમાં શરીરના અર્થમાં વપરાય છે. તેમાંથી વપુ નીકળી જઇને વાન શબ્દનો એ અર્થ રહ્યો. સરખાવો. સોળે સાન વીસે વાન. 'ભીને વાન'માં વાન ( વર્ણ ) નો મૂળ અર્થ રંગ રહેલો છે.

લીટી ૮ દઢાવ=નિશ્ચય.

લીટી ૧૩. ફટોરિયું. કાંચળીની બાંય ઉપર ભરતકામમાં વપરાય છે.

મોળિયું. કાંચળીની બાંયના છેડા ઉપર ચોડવાનો કસબી પટો.

લીટી ૧૮ દાય–દાવ, યુક્તિ.

**પદ ૧૫ મું.**

લીટી ૩. અરિડાં. દુશ્મન–સાસુ, નણંદ વગેરે.

લીટી ૬. વહશે. છેતરશે. સં. **अतिवह्**=છેતરવું. તેમાંથી પુરોગ 'અતિ' ખરી પડ્યો.

લીટી ૧૬. ઝુલી રે. ઝુલતી રહી, કાંઈ ચાલ્યું નહિ.

**પદ ૧૬ મું.**

લીટી ૧. વરણાગી. પૂર્વે સ્ત્રીઓ મ્હોડા ઉપર **वर्ण, वर्णक** ( =કોઇક રંગ ) લગાડતી તે ઉપરથી વરણાગી એટલે ટાપટીપ.

લીટી ૪. કડિયું. કેડિયું.

લીટી ૧૦. યૌવન માતા–યૌવનથી માતેલા.

લીટી ૧૧. ઉપનંદ–નંદથી ન્હાનો.

વૃષભાણુ–રાધાનો પિતા.

પદ ૧૭ મું.

લીટી ૫. પણ–પ્રતિજ્ઞા.

લીટી ૧૧. દોત–ખડિયો.

લીટી ૧૨. નરસંઇ સખી. નરસિંહ મહેતા એમ માનતા હતા કે પોતે ગોપીરૂપ થઈ ગયા છે. તેમણે જે ભક્તિશૃંગાર વર્ણવ્યો છે તે એ ભાવથી વર્ણવ્યો છે.

પદ ૧૮ મું.

લીટી ૫. હરિયે (હસ્ત)કમળમાં કમળપત્ર પકડ્યું.

લીટી ૧૧. દમામ. આડંબર. આ જગાએ ધમકી અર્થ છે.

પદ ૧૯ મું.

લીટી ૨. ધરેડે. ગાડાને ચીલે, ધોરી રસ્તે.

લીટી ૭. જાણે સં. **जाने** ઉત્પ્રેક્ષાવાચક.

અશનાં–ખાવા માટે સં. **अशन**=ખાવું આ રૂપ પ્રાચીન અવ્યય પ્રત્યય **अम्** મળવાથી થયેલું છે. સરખાવો **चिरम्, कामम्** ઇ: હાલ એ પ્રત્યય ઉપરથી થયેલો પ્રત્યય 'આં' ગુણવિશેષણ અને કૃદંતવિશેષણનાં અવ્યયરૂપ બનાવવામાં વપરાય છે. કાદંબરી પૂર્વ ભાગ. પૃ. ૧૭૮ ઉદાહરણ.

ખૂંદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાઇ.

વેણ કવેણ તો સંત ખમે, જ્યમ **સાયરાં** નીર સમાય.

પદ ૨૦ મું.

લીટી ૩. ઉછંકળ. ઉચ્છૃંખલ–જેની શૃંખલા એટલે સાંકળ નીકળી ગઇ છે એવો.

લીટી ૫. મયંક. સં. **मृगांक** ચંદ્ર. મૃગનું લાંછન છે તેથી.

પદ ૨૦ તથા ૨૧ એ બન્ને પદના ભાવ અને વર્ણન મનોહર છે.

પદ ૨૧ મું.

લીટી ૧. આરૂ. બાવલું. સં. **उधस्** ખૂંટાએ–આખલાઓએ.

પદ ૨૨ મું.

લીટી ૪. બધ–બદ્ધ.

લીટી ૮. સંધેસા–સાંઈ કરતા કરતા. મળતા ભેટતા અને સંદેશા સાંભળતા.

સાંઈ ( સં. परिष्वज्=ભેટવું ) મળતી અથવા છુટા પડતી વખતે એક બીજાને ભેટે છે એને સાંઇ કહે છે.

લીટી ૧૩. ચપળ વગેરે. અન્વય. શાન્તિ રહિત ચપળ ફેલં. કલ્પિત પાઠ લીધો છે.

પદ ૨૩ મું.

લીટી ૮. સારથીએ. સારથીપણામાં સં. सारथ्य

લીટી ૧૨ ભાગા–કારણથી.

પદ ૨૪ મું.

લીટી ૧૯. ધ્રોડતાં રેતી વગેરે. દોડતાં જે રેતી ઉડતી તે દોડવાના વેગને લીધે આગળ પડવાને બદલે પાછળ પડી જતી હતી, મતલબ ઉડતી રેતી કરતાં રાધાનો વેગ વિશેષ હતો.

સરખાવો–आत्मोद्धतैरपि रजोभिरलंघनीयाः

શાકુન્તલ નાટક.

લીટી ૨૦. કાઠી લોકોની ઘોડીઓ ઘણી વેગવાળી હોય છે. તેમાં તાજણ જાતની ઘોડીના વેગથી તો હદ ગણાય છે. પરંતુ તે પણ રાધાના વેગથી અથડાઈ પડે માટે તેને રાધાની જોડ–બરાબરીની કેમ કહી શકાય ? ( પ્રા. કા. મા. )

પદ ૨૫ મું.

લીટી ૨. ઊધે. ગાડાના હાંકનારને બેસવાની જગાથી તે ધુંસરી બાંધવા સુધીના ભાગને ઊધ કહે છે.

લીટી ૪. ધીટયા=નિર્લજ્જ સં. धृष्ट.

લીટી ૧૦ રૂંભન=આલિંગન. સં. परिरंभणम्.

પદ ૨૬ મું.

લીટી ૪. ખૂતી=ચોટી.

લીટી ૭. નાશા. નાસા. સૂંઢ

લીટી ૧૨ વતી-બદલે.

પદ ૨૭ મું.

લીટી ૩ થી ૬ ઉજ્વળ ઐરાવન વગેરે. ઉજળા ઐરાવન (ઇંદ્રના હાથી) ઉપર સુંદર મેઘશ્યામ-ઇન્દ્ર શોભે છે અને તરેહ તરેહના રંગની ચપળા-વીજળી ચમકે છે અને વહેલી વહેલી સઘળી વાદળીઓ જાય છે, તેમ ગોરી સ્ત્રીઓના કુંજર ઉપર ઇન્દ્રના જેવા ઘનશ્યામ ( કૃષ્ણ ) શોભે છે. વીજળીઓ તથા વાદળીઓને ઠેકાણે બાલાવાળી ગોપીઓ દોડાદોડ કરી રહી છે. ( પ્રા. કા. ત્રિ. )

લીટી ૭ તથા ૮ મનુષ્ય રૂપ વગેરે. રમાપતિ-વિષ્ણુ જેના બ્રહ્મા તથા શિવ સેવક છે તેને ઇન્દ્રની ઉપમા અપાય નહિ પરંતુ તે મનુષ્ય દેહે છે માટે એ ઉપમા આપી છે. ( પ્રા. કા. ત્રિ. )

પદ ૨૮ મું.

લીટી ૩. બરક્યું. કહ્યું.

અવરથા. વૃથા. અહીં 'અ' નકારવાચક નથી. સરખાવો અક્ષોપ, અઘોર, અમગું.

પદ ૩૦

લીટી ૪ તિમાં; ત્યારે

લીટી ૯ ધ્વજ કમળ. સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં ધ્વજ કમળ આદિ ચિન્હ કૃષ્ણને પગે હતાં; માટે ગોપીઓએ કહ્યું કે એ ચિન્હ વાળાં પગલાં વહેલા વહેલા આવીને દેખાડજો. (પ્રા. કા. ત્રિ.)

પદ ૩૧

લીટી ૬. તામ. ત્યારે.

લીટી ૭. શીખ દિઉં. શીખ દીધી. સૂચના આપીના અર્થમાં. મિલિયા જુઈએ-નંદરાય મળ્યા જોઇએ, તેમને પહોંચી જવું જોઇએ.

લીટી ૧૬ કીર્તિની બાળ. કીર્તિની બાલા-રાધા.

**પદ ૩૨ મું**

લીટી ૯. કાકાને ઓળખ દીધી. ગોકુળથી મથુરા જતાં રસ્તામાં અક્રૂર ન્હાવા ગયા ત્યાં જળમાં કૃષ્ણે શેષશાયી ચતુર્ભુજ સ્વરૂપ તેમને દેખાડી પોતે બાળક છે એવો ભાવ તેમના મનમાંથી કહાડી નાંખ્યો.

કુબડી. કુબ્જા.

લીટી ૧૨. લાડા. લ્હાણું.

**પદ ૩૩ મું**

લીટી ૯. બળતે બુકાય તે બૂકું. બૂકવું એટલે ફાકડો ભરીને ખાવું. બળતામાંથી જેટલું બૂકાય તેટલું બૂકવું એવી કહેવત છે. પોંક પાડતા હોઇએ ને ઉન્હા ઉન્હા બળબળતાજ સારા લાગે તે ઉપરથી આ કહેવત કદાચ પડી હોય.

લીટી ૧૨. જાયા. જન્મેલા. માણસો પોતેજ દોષથી ભરેલા છે તેમણે હરિના ગુણમાં દોષ દેખવો નહિ.

લીટી ૧૩. વળિયાં કરચલી.



# ગૂજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો



## મહાવિદ્યાલયો માટે

**પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા**—લે. શ્રી. રામનારાયણ વિ. પાઠક, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૦–૦.

**સંપત્તિશાસ્ત્ર**—અ. ભાટેના મૂળ મરાઠી પુસ્તકને આધારે ફેરફાર સાથે. મૂલ્ય, ભાગ ૧ ના ૦–૩–૦, ભા. ૨ ના ૦–૮–૦, ભા ૩–૪ ના ૧–૪–૦.

Poetical Selections for the First Year Examination 0–8–0. સંગ્રહ કર્તાઃ **બાપુરાવ ગ. ઠાકોર, ખાનચંદ પે. સિપાહીમલાની, વાલજી ગો. દેસાઈ.**

**ગોવિંદ ગમન**—(કવિ પ્રેમાનંદકૃત) સં. શ્રી. રામનારાયણ પાઠક, તથા શ્રી. નરહરિ પરીખ, અ. ગૂજરાત મહાવિદ્યાલય, અમદાવાદ મૂ. ૦–૫–૬

## મહાવિદ્યાલયો અને વિનય મંદિરો માટે

**પૂર્વરંગ**—( ભારત વર્ષના પ્રાચીન કાળનો ઇતિહાસ ) લેખક, શ્રી. દત્તાત્રેય કાલેલકર તથા શ્રી. નરહરિ પરીખ, અધ્યાપક, ગૂજરાત મહાવિદ્યાલય, મૂલ્ય રૂા. ૧–૦–૦.

**મન્તા એ બાને ઉર્દુ**—(ઉર્દુ વાંચનમાળા) લેખક, સૈયદ અબુઝફર નદવી, અધ્યાપક, ગૂજરાત મહાવિદ્યાલય, મૂલ્ય ૦–૪–૦

## કુમાર અને વિનય મંદિરો માટે

**ઐતિહાસિક વાર્તામાલા—મોગલવંશ**—બીજું મુદ્રણ. લેખક, શ્રી. નાજુકલાલ ચોકસી, અધ્યાપક ન્યુ ઇંગ્લીશ સ્કૂલ, ભરૂચ. મૂલ્ય ૦–૧૨–૦.

**ચણીબોર**—(બાળ કવિતાઓનો સંગ્રહ) સંયોજક, શ્રી. જુગતરામ દવે મૂલ્ય ૦–૫–૦ (બીજી આવૃત્તિ).

**રાયણ**—(ચણીબોર શીખી આગળ વધેલાં બાળકો માટે કવિતાઓનો સંગ્રહ) સંયોજક, શ્રી. જુગતરામ દવે, મૂલ્ય ૦–૮–૦

**ચાલણગાડી**—નાની અને મોટી (બાળપોથીઓ) લેખક, શ્રી. ગિરિજાશંકર બધેકા, અધ્યાપક દક્ષિણામૂર્તિ વિદ્યામંદિર, ભાવનગર. મૂલ્ય નાની ૦–૧–૩, મોટી ૦–૩–૦

**રાષ્ટ્રીય વાંચનમાળા**—સંયોજક, શ્રી. છોટાલાલ બા. પુરાણી, ભરૂચ કેળવણી મંડળ, પહેલી ચોપડી મૂલ્ય ૦–૪–૬, બીજી ચોપડી મૂલ્ય ૦–૪–૬.

## અધ્યાપકો માટે.

**બાળ વાર્તાઓ**—શ્રી. ગિરિજાશંકર બધેકા અને શ્રી. દત્તાત્રેય કાલેલકરનાં વ્યાખ્યાનો મૂલ્ય ૦–૩–૦.

**गणित की परिभाषा**—કર્તા, શ્રી હરિહર ભટ્ટ, રાષ્ટ્રીય વિદ્યા મંદિર, સાબરમતી. મૂલ્ય ૦–૪–૦.

**સ્વતંત્ર બાળ શિક્ષણ**—( ડો. મોન્ટેસોરી વિશે શ્રી. ગિરિજાશંકર બધેકાનું વ્યાખ્યાન ) મૂલ્ય ૦–૩–૦.

# ગૂજરાત પુરાતત્ત્વ મંદિરનાં પ્રકાશનો



**આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા**—મંદિરના અધ્યાપકોનાં વ્યાખ્યાનોનો સંગ્રહ. મૂલ્ય છીંટની પટ્ટી રૂા. ૨–૦–૦.
ચામડાની પટ્ટી રૂા. ૨–૮–૦.

**પ્રાચીન સાહિત્ય**—મૂળ લેખક રવિન્દ્રનાથ ઠાકુર, અનુવાદક, શ્રી. મહાદેવ દેશાઈ અને શ્રી. નરહરિ પરીખ.
મૂલ્ય રૂા. ૦–૧૨–૦.

**पाली पाठावली**—સંયોજક,મુનિ શ્રી.જીનવિજયજી,આચાર્ય ગૂજરાત પુરાતત્ત્વ મંદિર, મૂલ્ય ૦–૧૪–૦.

**प्राकृत कथा संग्रह**—સંયોજક, મુનિશ્રી.જીનવિજયજી,મૂલ્ય ૦-૧૨-૦.

**उपनिषत् पाठावली**—સંયોજક, શ્રી.દત્તાત્રેય કાલેલકર મૂલ્ય ૦-૧૦-૦

**બુદ્ધલીલા સાર સંગ્રહ**—( શ્રી. ધર્માનંદ કૌસામ્બીના મરાઠી પુસ્તકનો અનુવાદ ) મૂલ્ય ૨–૮–૦.

**अभिधम्मत्थ संगहो**—સં. શ્રી. ધર્માનંદ કોસમ્બી. મૂલ્ય ૨–૦–૦.



## છપાય છે

## વિદ્યાપીઠ તરફથી

**હિન્દી રાષ્ટ્રીય ખર્ચ**—લેખક, શ્રી. ખુશાલ ત. શાહ.

Prose Selections પ્રથમા પરીક્ષા માટે. સંગ્રહ કર્તા: બાબુરાવ ગ. ઠાકોર, ખાનચંદ પે. સિપાહીમલાની.

Poetical Selections for the Vinita Examination 1979–80. શ્રી. બાબુરાવ ગ. ઠાકોર, અધ્યાપક, ગૂજરાત. મહાવિદ્યાલય. મૂલ્ય ૦–૮–૦.

## ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી

**जिनचरितम्**—સં. મુનિ જિનવિજયજી.

**હિન્દુઓના તહેવારોનો ઇતિહાસ**—( શ્રી ' ઋગ્વેદી 'ના મરાઠી પુસ્તકનો અનુવાદ. )

**अभिधानप्पदीपिका**

## યોજાએલાં પુસ્તકો

**હિન્દી તવારીખ**—(તુર્ક અને પઠાણ રાજ્યોનો ઇતિહાસ) લેખક, શ્રી. નાજુકલાલ નં. ચોકસી.

**પાઠ સંચય**—કુમાર મંદિરનાં ઉપલાં ધોરણો માટે.